પટેલકૃત,

# ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો.


કર્તા,

વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ.

હેડમાસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ.

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ.



પ્રકાશક.

પોપટલાલ મગનલાલ ગજરાવાલા.

ઓરીએન્ટલ બુક ડીપો.

અમદાવાદ.


કિંમત સાત આના.

પટેલકૃત

# ગુજરાતના ઇતિહાસની સહેલી વાતો.


કર્તા,

વલ્લભભાઈ લલ્લુભાઈ પટેલ.

હેડમાસ્તર, પ્રેકિટસિંગ સ્કૂલ,

પ્રે. રા. ટ્રે. કોલેજ, અમદાવાદ.



પ્રકાશક,

ગુજરાત ઓરીએન્ટલ બુક ડીપો તરફથી

પોપટલાલ મગનલાલ.

અમદાવાદ, રતનપોળને નાકે.

આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૦.





અમદાવાદ-સલાપોસ રોડ ઉપર આવેલા ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત આના.

# પ્રસ્તાવના.

કુમળી વયનાં બાળકોને વાંચવી ગમે અને શિક્ષકોને ગુજરાતનો ઇતિહાસ શીખવવાને ઉપયોગી થઈ પડે તેવી ચોપડી લખવાનો કેટલાંક વર્ષથી મને વિચાર ઉદ્‌ભવ્યો હતો, અને લખવાનું શરૂ પણ કર્યું હતું, પરંતુ કેટલાંક કારણોથી તે કાર્ય પુરૂં થયું નહોતું. છેવટે ઘણા દિવસના વિચારો આચારમાં મુકાયા છે, તેથી મને સંતોષ થયો છે.

આખી સળંગ વાર્તા યાદ રાખવી મુસ્કેલ ન પડે તેટલા માટે વાર્તાના જુદા જુદા મુદ્દા પાડેલા છે. તે મુદ્દા યાદ રાખવાથી આખી વાત યાદ રાખવી સુગમ થઈ પડશે. કેટલીક વાર્તાઓ જુની ઐતિહાસિક ચોપડીઓ કરતાં લાંબી જણાશે, પરંતુ પાઠને રસિક કરવાને માટે તે હકીકત જુની ચોપડીઓમાં નહિ હોવા છતાં બીજા ઐતિહાસિક ગ્રંથોમાંથી વાંચીને કહેવી પડતી, તે મુસ્કેલી દૂર થવા ખાતર તેમ કરવામાં આવ્યું છે.

વળી મુસલમાની સમય અને રાજ્યનું ગુજરાતના બીજા ઐતિહાસિક ભાગ સાથે સમતોલપણું જાળવવાને અને ગુજરાતી ઉર્દુ શાળાના વિદ્યાર્થીઓને ઉપયોગી થાય તેટલા માટે તેનો જરૂર જેટલો વિસ્તાર કરવામાં આવ્યો છે.

આ ચોપડી લખવામાં રાસમાળા, ગુજરાતનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ, રત્નમાળ, અને ગુજરાતના ઇતિહાસની બીજી ચોપડીઓનો આધાર લેવામાં આવ્યો છે. આશા રાખવામાં આવે છે કે આ ચોપડી વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને ઉપયોગી થઈ પડશે. વિદ્યાપ્રેમી સજ્જનો તરફથી યોગ્ય સુધારાવધારા સૂચવવામાં આવશે તો તેનો બીજી આવૃત્તિ વખતે આભાર સાથે સ્વીકાર કરવામાં આવશે.

તા. ૪થી ઑગસ્ટ ૧૯૨૦.
પ્રથમ શ્રાવણ વદ ૪.

વ. લ. પટેલ.
લેખક.

# અનુક્રમણિકા.

# શિક્ષકોને સૂચના.

૧. આ ચોપડીમાંની કોઈપણ વાર્તા શિક્ષકે મોઢેથી કહ્યા સિવાય વિદ્યાર્થીઓને વાંચવા કહેવું નહિ. વાર્તા શિક્ષકે અગાઉથી વાંચીને તૈયાર થવું. પછી વર્ગ સમક્ષ તે વાર્તા વિદ્યાર્થીઓને સાંભળવી ગમે તેવી સાદી સરળ ભાષામાં કહેવી. ચોપડીમાંનાજ શબ્દો ગોખી રાખી તે કહેવા નહિ, પણ વિદ્યાર્થીઓને વાર્તા સાંભળવામાં રસ પડે તેવા શબ્દો વાપરવા. હકીકત ચોપડીમાંની આવવી જોઈએ. સંબંધપૂર્વક આ રીતે થોડી હકીકત (એકાદ મુદ્દો) કહ્યા પછી તે યાદ રાખી છે કે નહિ તે જાણવાને અને ધ્યાન આકર્ષવા વચમાં જરૂરજોગા પ્રશ્નો પૂછવા. અતિશય પ્રશ્નો પૂછી વાર્તાને રસભંગ કરી નાખવી નહિ.

૨. પાઠને રસિક બનાવવાને અને સંસ્કાર ચિરસ્થાયી પાડવાને માટે પાઠમાં આવતી વસ્તુઓ અગાઉથી તૈયાર રાખી યોગ્ય સમયે બતાવવી. વસ્તુના અભાવે ચિત્રો, અને ચિત્રોના અભાવે પાટીઆ પર ચિત્ર દોરી ધ્યાન ખેંચવું. રાજાઓ અને બીજા પુરુષોનાં ચિત્ર અથવા પ્રખ્યાત સ્થળોનાં ચિત્ર ચોપડીમાં આપેલાં હોય તો તે વિદ્યાર્થીઓને પ્રસંગોપાત બતાવવાં.

૩. શિક્ષકે ખાસ યાદ રાખવું જોઈએ કે ઇતિહાસને ભૂગોળ સાથે ગાઢ સંબંધ છે, તેથી જ્યારે જ્યારે ઇતિહાસ શીખવાય ત્યારે ત્યારે હંમેશ તે સ્થળનો નકશો વર્ગ સામે ટાંગવોજ જોઈએ, અને પાઠમાં આવતાં ઐતિહાસિક સ્થળો જેવાં કે, પહાડ, પર્વત, નદી, સરોવર, શહેર, વિભાગ, પ્રાન્ત, દેશ, વગેરે નકશામાં કયે સ્થળે, અથવા કયાં જાણીતાં સ્થળોની પાસે તે આવેલાં છે તે બતાવવું જોઈએ. વળી અમુક સ્થળની કુદરતી રચના પરથી તે સ્થળના લોકોનો શરીરનો બાંધો, સ્વભાવ, અને બીજી બાબતોનું અનુમાન કરાવવું, અથવા કરાવ્યું હોય તો તેનો ઐતિહાસિક બીના સાથે સંબંધ જોડવો.

૪. વાર્તા કહેતી વખતે જે અપરિચિત નામો ઉચ્ચારવામાં આવે તે સઘળાં કાળા પાટીઆ પર લખવાં, અને તેના શુદ્ધ ઉચ્ચાર કરાવવા, એ ખાસ અગત્યની વાત છે. ખાસ યાદ રાખવા જેવી સાલ હોય તો તે પણ કાળા પાટીઆ પર લખવી. વળી વાર્તાના એક મુદ્દા વિષે હકીકત કહ્યા પછી તે મુદ્દો સૂચક પ્રશ્નોથી કઢાવીને પાટીઆ પર લખવો. ત્યારપછી બીજાની હકીકત કહી તે પણ સૂચક પ્રશ્નોથી કઢાવી પાટીઆ પર લખવો. એજ પ્રમાણે આગળ ચાલવું. દરેક મુદ્દો લખ્યા પછી વંચાવવો. પાઠ પુરો થયા પછી પાટીઆ પર લખેલા મુદ્દા વિદ્યાર્થીઓની નોટબુકમાં ઉતારી લેવરાવવા. આ મુદ્દાઓ ધ્યાનમાં રાખવાથી તેમને આખી વાર્તા યાદ રાખવી સુગમ થઈ પડશે, માટે મુદ્દાઓ કાળા પાટીઆ પર લખવાને ચૂકવું નહિ.

૫. ઇતિહાસની હકીકત કહેતી વખતે હંમેશાં જાણીતી વાતોની સાથે સંબંધ જોડવો. જુના વખતમાં લોકોના રીતરિવાજ, ધર્મ, પહેરવેશ, વગેરેનું વર્ણન કરવામાં આવે તે વખતે હાલના લોકોના રીતરિવાજ, ધર્મ, પહેરવેશ, વગેરે યાદ કરાવવાં. યાદ કરાવવાં એટલું બસ નથી, પણ તેમનો મુકાબલો કરાવવો અને જે તફાવત પડયો હોય તેનાં કારણ શોધાવી શોધકવૃત્તિને ઉત્તેજીત કરવી. એજ પ્રમાણે જુના વખતમાં લડાઈમાં વપરાતાં હથિઆર તરવાર, કટાર, ભાલો, ધનુષ્યબાણ, વગેરે સાથે હાલ વપરાતાં હથિઆર બંદુક, તોપ, વગેરેનો મુકાબલો કરાવવો. જુના વખતમાં જે કિલ્લા શહેરનું રક્ષણ કરવાને બળવાન સાધન તરીકે ગણાતા હતા તે હવે તોપના ભયંકર ધડાકાને લીધે નકામા થઈ ગયા છે, વગેરે બાબતો તરફ તેમનું લક્ષ ખેંચવું. વળી પ્રાચીન સમયમાં લશ્કરને એક સ્થળેથી બીજે સ્થળે જવાની મુશ્કેલી, રસ્તામાં રૈયત પર તેમનો થતો ત્રાસ, અને આધુનિક સમયમાં સહજ વખતમાં રેલવે મારફતે લશ્કરનું એક સ્થળેથી બીજે સ્થળે જવું, લડાઇના વખતમાં પણ પ્રજાની સુખશાન્તિ, અને ઘણા થોડા લશ્કરથી આખા દેશનું રક્ષણ કેવી રીતે થઈ શકે છે,

વગેરે બાબતોના પ્રસંગોપાત સંસ્કાર પાડવા. વળી પ્રાચીન રાજ્યવ્યવસ્થા સાથે હાલની રાજ્યવ્યવસ્થાની સરખામણી કરાવી તેના ગુણદોષ શોધાવવા. તેમજ રાજાઓ અને અમલદારોનો મુકાબલો કરાવી તેમના ગુણદોષ શોધાવવા, અને ઐતિહાસિક પાત્રોમાંના સદ્દગુણી તરફ પ્રેમવૃત્તિ અને દુર્ગુણી તરફ ધિક્કારવૃત્તિ ઉત્પન્ન કરવી. આથી વિદ્યાર્થીઓની તર્કશક્તિ, કલ્પનાશક્તિ, તુલનાદિ શક્તિઓ સારી રીતે વિકાસ પામશે, અને તેઓ કુશાગ્ર બુદ્ધિના થશે.

૬. આખા વર્ષમાં આ ચોપડી પુરી થઈ શકે તેમ ન હોય તો વધારે અગત્યની વાર્તાઓ શીખવવી, અને ઓછી અગત્યની છોડી દેવી. પણ તેવી પસંદગી કરતાં આખી ચોપડીનો સાર આવી જાય એ ઇચ્છવા જોગ છે. છેવટ મારે કહેવું જોઈએ કે ઇતિહાસની વાતો વિદ્યાર્થીઓ ગોખીને અક્ષરે અક્ષર મોઢે બોલી જાય તે ઇતિહાસ શીખવવાનો હેતુ નથી, પણ તેમની શક્તિઓ ખીલવીને તેમને વૃદ્ધ બનાવે એટલે વૃદ્ધ માણસના જેવા ડાહ્યા અને વિચારવંત બનાવે એ હેતુ છે એ વાત શિક્ષકોએ ભૂલવી જોઈએ નહિ.

કર્ત્તા.



## પાઠ પહેલો.

### ગુજરાતનું સામાન્ય વર્ણન.

જે ભૂમિ ઉપર આપણે દર રોજ હરીએ ફરીએ છીએ, અને જેનાં હવા, પાણી, અને ખોરાકથી આપણું પોષણ થાય છે તે નાનકડો ગુજરાત પ્રાંત તેની સપાટ ભૂમિરચના અને તેમાં થતા ઉત્તમ પાકને લીધે આખા હિન્દમાં નામીચો થએલો છે. હાલમાં તેની હદ ઉત્તરમાં કચ્છનું રણ અને મારવાડ સુધી છે. પૂર્વમાં માળવા અને ખાનદેશ સુધી તેનો વિસ્તાર છે. દક્ષિણે થાણા જિલ્લો આવેલો છે, અને પશ્ચિમે તેને અરબી સમુદ્ર અડકેલો છે.

આ નાનકડા પ્રદેશની કુદરતી રચના તેમાં આવેલા પાવાગઢ, શેત્રુંજો, ગીરનાર, વગેરે પર્વતો; અને નર્મદા, તાપી, મહી, સાબરમતી, વગેરે નદીઓને લીધે અતિશય મનોહર બનેલી છે. વળી તેમાં હવા ખાવાનાં સ્થળો, તીર્થસ્થળો, અને વનસ્પતિથી ભરેલાં જંગલો આવેલાં છે. આ જંગલોમાંથી ઇમારતી લાકડાં અને ઔષધિ મળી આવે છે. વળી આંબા, રાયણ, દાડમ, જામફળ, સીતાફળ, વગેરે મેવાનાં ઝાડ પણ પુષ્કળ છે. આ રસાળ પ્રદેશમાં કાચું સોનું—આદું, જીરૂં, તમાકું, શેરડી, રૂ, વગેરે—પાકે છે. તે ઉપરાંત દરેક જાતનાં અનાજ—બાજરી, જુવાર, ડાંગર, ઘઉં, ચણા, વગેરે પુષ્કળ પાકે છે, વળી તેનાં હવાપાણી પણ માફકસરનાં છે.

આ પ્રાંતના કુદરતી રીતે ગુજરાત અને કાઠીઆવાડ એવા બેજ ભાગ બનેલા છે. કાઠિઆવાડના તેમાં વસતી જાતો પરથી અને જમીન પરથી ઝાલાવાડ, ગોહેલવાડ, બાબરીઆવાડ, સોરઠ, હાલાર, વઢીઆર, વાગડ, અને ભાલ, એ ભાગો પડેલા છે; અને ગુજરાતના ચરોતર, કાનમ, વાકળ, મેવાસ, ચુંવાળ, ચોરાસી, એ ભાગો પડેલા છે. રાજ્યવ્યવસ્થાની નજરે જોતાં પણ પરદેશી રાજ્ય અને દેશી રાજ્ય એવા બેજ ભાગ પડી શકે છે. પરદેશી રાજ્યોમાં અંગ્રેજ

સરકાર અને પોર્ટુગીઝો છે. જે ભાગ અંગ્રેજ સરકારની પ્રત્યક્ષ સત્તા નીચે છે તે ખાલસા મુલક કહેવાય છે. પોર્ટુગીઝો ફક્ત દીવ અને દમણમાંજ છે, તે સ્વતંત્ર સંસ્થાનો છે. બાકીના મુલક પર દેશી રાજાઓનો અમલ અંગ્રેજ સરકારની દેખરેખ નીચે ચાલે છે.

આ ભૂમિ ઉપર હાલમાં બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, રજપુત, પારસી, દેશીખ્રિસ્તી, વગેરે અનેક જાતના લોકો વસે છે. તેઓ સ્વભાવે નરમ, દયાળુ, અને પરોપકારી છે, અને વેપાર કરવામાં સાહસિક છે. ઘણા ભાગના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. તે સિવાય સુતરાઉ અને રેશમી કાપડ વણવાનું અને બીજી કારીગરીનું કામ લોકો જાણે છે.

વળી આ ભૂમિએ અનેક રાજામહારાજાઓ, વિદ્વાનો, કવિઓ, વીરપુરુષો, અને ધર્મ ફેલાવનારા મહાત્માઓ ઉત્પન્ન કરેલા છે, અને તેમને પાળી પોષીને મોટા કરેલા છે. તેજ પવિત્ર ભૂમિના તમે પણ બાળકો છો. તેટલા માટે તે ભૂમિના રાજા અને પ્રજાનાં ચરિત્રની આ પુસ્તકમાંની વાતો વાંચવાથી તેમાંથી તમને ઘણું શીખવાનું મળશે.

---

# પાઠ બીજો.

વિદ્યાર્થીઓ, આજ સુધી પાછલા વર્ગોમાં તમને પશુપક્ષીની અને બીજી વાતો શીખવવામાં આવી હતી, પરંતુ હવે તમને દેશના લોકો અને રાજાઓની વાતો કહેવામાં આવશે. તે વાતો જો તમે ધ્યાનથી સાંભળશો અને વિચારશો તો તેમાંથી તમને ઘણું નવું નવું જાણવાનું મળશે. આજસુધી તમે પ્રાણીઓની જેવી કલ્પિત વાર્તાઓ શીખી ગયા છો, તેવીજ એક કલ્પિત વાર્તા પ્રથમ હું તમને આજે કહું છું. ને ઉપરથી તમને જણાઈ આવશે કે પ્રજાને પોતાના રક્ષણ માટે રાજાની જરૂર છે.

એક વખત એક તળાવમાંનાં દેડકાં અંદર અંદર લડી મરવા લાગ્યાં, તેથી તેમને દાબમાં રાખે એવો રાજા મેળવવાને તેઓ ઇન્દ્ર રાજા પાસે ગયાં. ઇન્દ્રે તેમને એક લાકડાનો કકડો રાજા તરીકે આપ્યો. તે લઈને તેઓ પાછાં આવ્યાં. તેમણે પોતાના રાજા લાકડાના કકડાને તળાવમાં મૂકી દીધો. ત્યારપછી તેઓ પ્રથમ માફક લડવા લાગ્યાં, પણ તેમનો રાજા કંઈ બોલ્યો નહિ. પછી તેઓ પોતાના રાજાનું પાણી જોવાને તેના પર પણ કુદાકુદ કરવા લાગ્યાં. છતાં તે કંઈજ બોલ્યો નહિ. આથી બધાં દેડકાંએ ભેગાં થઇને વિચાર કર્યો કે આ રાજા તો કંઈજ કામનો નથી. ચાલો. આપણે ફરીને ઇન્દ્ર રાજા પાસે જઈને બીજો સારો રાજા માગીએ. તેઓ ફરીને ઇન્દ્ર રાજા પાસે ગયાં, અને કહ્યું, કે આ રાજા તમારો પાછો લો. કેમકે તે અમને દાબમાં રાખી શકતો નથી. પછી ઇન્દ્ર રાજાએ તેમને બગલો રાજા તરીકે આપ્યો. આથી બધાં દેડકાં ખુશ થઈને પોતાના નવા રાજાને લઈને પાછાં આવ્યાં, અને તેને તળાવમાં મૂકી દીધો. પછી તેઓ પ્રથમની માફક પાછાં લડવા લાગ્યાં. આ વખતે જે દેડકાં લડતાં લડતાં પાણીની ઉપર આવવા લાગ્યાં તેમને બગલો ખાઈ જવા લાગ્યો. આથી બધાં દેડકાં ત્રાસી ગયાં, અને તેઓ

ફરીને ઇન્દ્ર રાજા પાસે ગયાં. તેમણે ઇન્દ્ર રાજાને ફરિઆદ કરી કે આ રાજા તો અમને ત્રાસ આપે છે, માટે બીજો અમને સુખી કરે તેવો રાજા આપો આ વખતે ઇન્દ્ર રાજાએ શિખામણ આપી કે તમારે સુખી થવું હોય તો તમે બધાં સંપીને તમારામાંથી જે જબરો અને જેને તમો બધાંને માટે લાગણી હોય તેવા સારા દેડકાને રાજા ઠરાવો. તમારે બધાંએ તેના તાબામાં રહેવું, અને તેના હુકમ પ્રમાણે ચાલવું. દેડકાંએ ઈન્દ્ર રાજાની શિખામણ માનીને તેમ કર્યું, એટલે તેઓ સુખી થઈ ગયાં.

આ નાની સરખી વાત પરથી પ્રજાને રાજાની જરૂર અને રાજાની પ્રજા તરફ અને પ્રજાની રાજા તરફ કેવી ફરજ હોવી જોઈએ તે પણ જણાઈ આવે છે. આપણી નાતજાતની વ્યવસ્થા નિયમિત ચલાવવા માટે નાતના પટેલો નીમેલા હોય છે. વેપારીઓ પણ પોતાના બજારને વ્યવસ્થિત ચલાવવા માટે પોતાનામાંથી એકાદ વેપારીને મહાજનનો શેઠ ઠરાવે છે, અને બધાજ તેના કહેવા પ્રમાણે વર્ત્તે છે. નામદાર સરકારે પણ ગામનો કારભાર કરવાને મુખીતલાટી, તાલુકાનો કારભાર ચલાવવાને મામલતદાર, જિલ્લાના કારભાર માટે કલેકટર, અને વિભાગના કારભાર માટે કમિશ્નર, એ અધિકારીઓ નીમ્યા છે. તે હકીકત તમે ત્રીજી ચોપડીમાં શીખી ગયા છો. વિભાગોના ઉપરી અધિકારી ગવર્નર સાહેબને નીમેલા છે, અને આખા હિન્દનો કારભાર કરવાને માટે એક મુખ્ય અધિકારી નીમેલો છે. ને વાઇસરોય એટલે રાજાની વતી કામ કરનાર તરીકે ઓળખાય છે. તે હિન્દના મુખ્ય શહેર દિલ્હીમાં રહે છે. આપણા હાલના વાઇસરોય **લોર્ડ ચેમ્સફર્ડ** સાહેબ છે. તેઓ આપણા હાલના રાજા નામદાર શહેનશાહ **પાંચમા જોર્જના** વતી હિન્દનો કારભાર કરે છે. નામદાર શહેનશાહે હિન્દની પ્રજાને સુખી કરવાને અને વિદ્યાર્થીઓને કેળવણી આપવાને અનેક પ્રયત્ન કર્યા છે તે જ્યારે તમે તેમની વાત સાંભળશો ત્યારે જાણશો.

---

# ગુજરાતનો ઇતિહાસ.

## ભાગ ૧લો.

### અંગ્રેજી રાજ્ય.

આપણા ઉપર હાલમાં નામદાર શહેનશાહ પાંચમા જોર્જ રાજ્ય કરે છે. તેઓ જાતે અંગ્રેજ છે. અંગ્રેજ લોકો હિન્દની વાયવ્યમાં આવેલા ઇંગ્લાંડ નામના એક નાના ટાપુના રહેવાસી છે. તે ટાપુ આપણા ગુજરાતથી લગભગ પાંચ હજાર માઇલ દૂર છે. તેમની રાજધાનીનું શહેર લંડન છે. અંગ્રેજ લોકોએ પોતાની હોશિયારીથી દુનિયાના ઘણા ભાગ પર પોતાનું રાજ્ય સ્થાપ્યું છે. પૃથ્વીના નકશામાં લાલ રંગથી ચીતરેલા તમામ મુલક ઉપર અંગ્રેજ લોકોનું રાજ્ય છે.

### ૧. નામદાર પાંચમા જોર્જ.

આપણા હાલના શહેનશાહ નામદાર પાંચમા જોર્જ ઇ. સ. ૧૯૧૧ના જૂન માસમાં ગાદી પર બેઠા હતા. તે વખતે તેમની ઉંમર ૪૭ વર્ષની હતી. ગાદીએ બેઠા પહેલાં તેમણે પોતાની જિંદગીનો ઘણો વખત દરિઆઈ મુસાફરી કરવામાં ગાળ્યો હતો; તેથી તેઓ 'ખલાસી રાજા' એ નામથી જાણીતા થયા છે. ગાદીએ બેઠા પહેલાં તેમણે હિન્દની મુસાફરી પણ કરી હતી.

**હિન્દમાં રાજ્યાભિષેક**—મહારાજા પાંચમા જોર્જ પહેલાંના કોઈ પણ રાજા ગાદીએ બેઠા પછી હિન્દમાં પધાર્યા નહોતા; પરંતુ તેઓ આ દેશની પ્રજાને પોતાનો પ્રેમ બતાવવાને જાતે (ઇ.સ. ૧૯૧૧ના ડીસેંબરમાં) હિન્દમાં પધાર્યા હતા. આ વખતે હિન્દના મુખ્ય શહેર દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. તેમાં

હિન્દના દેશી રાજાઓ અને શ્રીમંતો ભેગા થયા હતા. આ દરબારમાં રાજ્યાભિષેકની ક્રિયા કરીને તેઓ દિલ્હીની ગાદીએ બેઠા હતા. આખા દેશમાં તે દિવસ તહેવાર તરીકે પળાયો હતો. તે ઉપરાંત મુખ્ય શહેરોમાં રોશની પણ કરવામાં આવી હતી.

દિલ્હીની ગાદીએ બેસતી વખતે તેઓએ આ દેશની પ્રજા ઉપર સારી રીતે રાજ્ય કરવાને, ઉદ્યોગહુન્નર વધારવાને, અને કેળવણીનો વધારો કરવાને વચન આપ્યાં હતાં. તેમના વચન પ્રમાણે તેમણે પ્રજાને સુખી કરવાને માટે ઘણા પ્રયત્ન કર્યા છે, અને હજુ પણ કરે છે.

**મહાન લડાઈ**—આજથી છએક વર્ષ પર (ઇ. સ. ૧૯૧૪માં) યુરોપમાં આવેલા જર્મનિ દેશના રાજાએ પોતાની આસપાસ આવેલાં નાનાં રાજ્યોને કચરી નાખવાના ઇરાદાથી મોટું લશ્કર ઉભું કર્યું. નવી જાતનાં લડાઈનાં હથિઆરો શોધી કાઢયાં, અને પછી લડાઈ શરૂ કરી. આ નાનાં રાજ્યોના બચાવ માટે અંગ્રેજ સરકારને લડાઈમાં ઉતરવું પડયું. આ લડાઈ એટલી મોટી હતી કે એવી મોટી લડાઈ અગાઉ કદી થઈ નહોતી. જર્મનો પાસે લાખો માણસનું લશ્કર અને પુષ્કળ દારૂગોળો હતાં. છતાં આપણા નામદાર શહેનશાહે બીજાં રાજ્યોને પોતાના પક્ષમાં લઈને જર્મનોને હરાવીને નાનાં રાજ્યોનું રક્ષણ કર્યું હતું.

આ લડાઈ પ્રસંગે હિન્દની પ્રજાએ પોતાની રાજભક્તિ બતાવવાને પાછી પાની કરી નહોતી. રાજાને મદદ કરવાને પુષ્કળ દ્રવ્ય અને લડવાને સંખ્યાબંધ માણસો મોકલી આપ્યાં હતાં.

**મોઘવારી**—લડાઈ દરમિઆન પરદેશી ચીજો કાપડ, લોઢું, વગેરે હિન્દમાં આવતી બંધ થવાથી તે ચીજોના ભાવ ઘણા વધી ગયા હતા. તેમજ હિન્દમાંથી પુષ્કળ અનાજ પરદેશ જવાથી અનાજના ભાવ પણ ઘણાજ વધી ગયા હતા. આથી પ્રજાને મોઘવારીનું ઘણું દુઃખ

---

રૂ.નું ૧ શેર લોઢું વેચાયું હતું. રૂ.નું ૫ શેર સુધી અનાજ વેચાયું હતું, અને ઘી રૂ.૧નું શેર ૦॥ સુધી વેચાયું હતું.

ભોગવવું પડ્યું હતું. તેની સાથે ( સન ૧૯૧૮માં ) ગુજરાતમાં વરસાદ નહિ વરસવાથી દુકાળનું સંકટ પણ આવી પડ્યું હતું. આ દુઃખમાંથી બચાવવાને દેશના ધનવાનોએ સસ્તા અનાજની દુકાનો ઉઘાડી હતી, અને સરકારે પણ બનતી મદદ આપી હતી.

## ૨. નામદાર સાતમા એડવર્ડ.

નામદાર પાંચમા જૉર્જ પહેલાં તેમના પિતા સાતમા એડવર્ડ આપણા પર રાજ્ય કરતા હતા. તેઓએ લગભગ દસ વર્ષ રાજ્ય ભોગવ્યું હતું. તેમની બુદ્ધિ ઉંચા પ્રકારની હતી, તેથી તેઓ ભણવામાં ઘણા હોશિયાર નીવડ્યા હતા. જે વિષયો પર તેમને લક્ષ આપવાનું હતું, તે તેઓ જલદી સમજી શકતા હતા, અને તે સંબંધી ઉત્તમ ભાષણો કરી શકતા હતા. વળી તેમનામાં વખત વિચારીને વર્તવાની હોશિયારી અને માણસની પરીક્ષા કરવાની ઉંચી શક્તિ હતી. તેમણે ગાદીએ બેઠા પછી પોતાના રાજ્યને ઘણો લાભ કર્યો હતો. જે પ્રજાઓ ઇંગ્લાંડ સાથે વેરભાવ રાખતી હતી તે પ્રજાનાં મન તેમણે ચતુરાઈથી અને સભ્યતાથી મેળવી લીધાં હતાં.

ખેડુતોમાંથી જેઓ સારાં ઢોર ઉછેરતા અથવા સરસ પાક પકવતા તેમને ઇનામો આપતા. આથી ખેતીના સુધારાને ઉત્તેજન મળતું.

તેઓ કોઈ યુદ્ધમાં ગયા નહોતા, તોપણ જુવાનીમાં તેમણે લશ્કરમાં નોકરી કરી હતી, અને લશ્કરી સિપાઈના શા શા ધર્મ છે તેની માહીતી મેળવી હતી.

જેમ મહારાજા પાંચમા જૉર્જ 'ખલાસી રાજા' તરીકે જાણીતા થયા છે, તેમ મહારાજા એડવર્ડ 'સલાહકાર એડવર્ડ' તરીકે જગજાહેર થયા હતા.

## ૩. મહારાણી વિકટોરિઆ.

નામદાર શહેનશાહ સાતમા એડવર્ડની પહેલાં તેમનાં માતુશ્રી મહારાણી વિકટોરિઆ રાજ કરતાં હતાં. તેમના ભલા નામથી

હિન્દનું દરેક ઘર જાણીતું છે. તેમના રાજઅમલમાં હિન્દમાં સલાહ-શાન્તિ ફેલાઈ હતી. વળી રેલવે, તાર, ટપાલ, આગબોટ, વગેરે વ્યવહારનાં સાધનો; સુતર, શણ, રેશમ, વગેરે વણવાનાં કારખાનાં; તેમજ દીવાસળી અને કાગળ બનાવવાની મિલો, વગેરે હિન્દમાં દાખલ થયાં છે. આથી હિન્દનો વેપારરોજગાર અને દોલત ઘણાં વધી ગયાં છે.

મહારાણી વિક્ટોરિઆ 'ભલાં વિક્ટોરિઆ' એ નામથી ઇતિહાસમાં પ્રસિદ્ધ થયાં છે.

## ૪. કંપનિ સરકાર.

મહારાણી વિક્ટોરિઆના અમલ પહેલાં હિન્દમાં કંપનિનું રાજ્ય હતું. આ કંપનિ ઇંગ્લાંડના અનેક વેપારીઓની એકઠી મળેલી મંડળી હતી. તે આજથી આશરે ત્રણસો વર્ષ પર હિન્દમાં વેપાર કરવા માટે આવી હતી. તેણે શરૂઆતમાં તો ફક્ત વેપારમાંજ પોતાનું ચિત્ત લગાડ્યું હતું. તે વખતે હિન્દુસ્તાનમાં નાનાં મોટાં અનેક રાજ્યો હતાં. તેઓ અંદર અંદર લડાઈઓ કરતાં, અને એક બીજાના મુલકો લૂંટતાં. આમાં કંપનિનો માલ પણ કોઈ વાર લુંટાતો. આથી પોતાના વેપારના રક્ષણ માટે તેણે શરૂઆતમાં નાનું લશ્કર રાખ્યું, અને ધીમે ધીમે તેમાં વધારો કર્યો. તેની પાસે લશ્કરી માણસોની સારી સંખ્યા થવાથી તેણે દેશી રાજ્યોની અંદર અંદરની ખટપટમાં ભાગ લીધો. તેમાં કંપનિને કેટલોક મુલક મળ્યો. આ મળેલા મુલકમાં ધીમે ધીમે વધારો કર્યો, અને આખરે પોતાના બુદ્ધિબળ વડે નાનાં મોટાં તમામ રાજ્યો પર પોતાની સત્તા બેસાડી. તે અરસામાં કંપનિએ કેટલાક રાજકારભાર કરવાને નાલાયક દેશી રાજાઓનાં રાજ્ય લઈ લીધાં. તે રાજાઓની ઉશ્કેરણીથી આજથી સાઠેક વર્ષ પર ( ઇ. સ. ૧૮૫૭માં ) મોટો બળવો+ થયો હતો. ત્યારથી કંપનિ પાસેથી રાજ્યકારભાર મહારાણી વિક્ટોરિઆએ પોતાના હાથમાં લીધો હતો.

---

+ રૈયત રાજાની સામી થાય ત્યારે બળવો થયો કહેવાય.

# ભાગ ૨જો.

## ૫. પ્રાચીન રાજ્યો.

હિન્દમાં લગભગ ૧૫૦ વર્ષથી અંગ્રેજી અમલ શરૂ થએલો છે, પરંતુ ગુજરાતમાં તો આશરે ૬૦ વર્ષથીજ અંગ્રેજી અમલ દાખલ થયો છે. અંગ્રેજી અમલ પહેલાં ગુજરાતમાં મરાઠાઓનું રાજ્ય હતું. તેઓ મુંબઈ ઇલાકામાં આવેલા મહારાષ્ટ્ર પ્રાંતમાં વસતા હતા, તેથી મરાઠા કહેવાતા. તેમના રાજ્યની પાંચ શાખાઓ હતી. તેમાંની એક શાખા નામે ગાયકવાડ હાલ ગુજરાતમાં રાજ્ય કરે છે, અને તેની રાજધાની વડોદરામાં છે. મરાઠા પહેલાં ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય હતું. તેમની રાજગાદી અમદાવાદમાં હતી. મુસલમાનો પહેલાં ગુજરાતમાં રજપુતોનું રાજ્ય હતું. તેમની રાજધાની પાટણમાં હતી. પાટણ પહેલાં ગુજરાતની રાજધાની પંચાસર, વલભીપુર, એ નગરોમાં હતી. વળી હિન્દુઓનાં પુરાણો ઉપરથી જણાય છે કે ગુજરાતમાં અસલ જાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા, અને તેમની રાજગાદી દ્વારકામાં હતી.

## ૬. યાદવ રાજ્ય.

ગુજરાતમાં આવેલી કાઠિઆવાડ એજન્સિના વાયવ્ય ખુણામાં ઓખામંડળ નામનો એક વિભાગ છે. તેનું મુખ્ય શહેર દ્વારકા છે. તે હિન્દુઓનું જાત્રાનું ધામ છે. તેના ઉપર હાલમાં ગાયકવાડ સરકારનો અમલ ચાલે છે, પરંતુ હજારો વર્ષ પહેલાં ત્યાં જાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા. એ રાજાઓમાં શ્રીકૃષ્ણ અને તેમના ભાઈ બળદેવનાં નામ જાણીતાં છે. શ્રીકૃષ્ણને હિન્દુઓ ઇશ્વર તરીકે માને છે. શ્રીકૃષ્ણના કુટુંબીઓ ચંદ્રવંશી યદુરાજાના વંશના હોવાથી તેઓ

યાદવ કે જાદવ કહેવાતા. તેમની વસ્તી ઘણી વધી ગઈ હતી, તેથી તેઓ કોઈને પણ ગણતા નહોતા; વળી તેમને દારૂનું ખરાબ વ્યસન વળગ્યું હતું. તેને લીધે તેમની બુદ્ધિ બગડી હતી.

આ વખતે દ્વારકા પાસે ઘણા ઋષિઓના આશ્રમ હતા. તેમાંના એક ઋષિની મશ્કરી કરવાનો કેટલાક જુવાન યાદવોએ વિચાર કર્યો. તેમણે એક જુવાન યાદવને પેટે ગોળ વાસણ બાંધીને તેને સ્ત્રીનાં વસ્ત્ર પહેરાવ્યાં. પછી તેઓ ઋષિના આશ્રમમાં ગયા. ત્યાં તેમણે ઋષિને નમન કરીને પૂછ્યું, કે મહારાજ, આ બાઈને દીકરો આવશે કે દીકરી? ઋષિ તરતજ સમજી ગયા હતા કે આ જુવાનીઆ મારી મશ્કરી કરવા આવ્યા છે. આથી તેમને અતિશય ક્રોધ વ્યાપ્યો. ક્રોધમાં તેમણે શાપ દીધો, કે " એ બાઈ એક લોઢાનું મુશળ (સાંબેલું) જણશે, અને તે વડે તમારો બધાનો નાશ થશે. "

ઋષિના શાપથી બધા જાદવો ગભરાયા, તેથી તેઓ શાપ મટાડવાને સોમનાથ પાટણની જાત્રાએ ગયા. ત્યાં આગળ પણ તેઓ જંપ્યા નહિ, પરંતુ ખૂબ દારૂ પીને તોફાન મચાવ્યું. તેમાં તેઓ એક બીજા સાથે લડીને મરણ પામ્યા. જે જગાએ જાદવો લડીને મરણ પામ્યા તે જગાને **જાદવાસ્થળી** કહે છે. પાછળથી શ્રીકૃષ્ણે પણ પોતાનાં સગાંવહાલાંના શોકથી સોમનાથ પાટણ પાસે પોતાનો દેહ છોડયો. એ જગાને **દેહોત્સર્ગ** કહે છે. જાદવાસ્થળીમાંથી બચેલા જાદવો ઉત્તર હિન્દમાં જઈ રહ્યા હતા. ત્યાં તેમણે જેસલમેર વગેરે નાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં.

## ૭. મૌર્ય વંશના રાજાઓ.

જાદવ વંશનો નાશ થયા પછી સેંકડો વરસે ગુજરાત ઉપર મૌર્ય વંશના રાજાઓનો અમલ ચાલુ થયો. એ વંશની સ્થાપના આજથી લગભગ ચોવીસસો વર્ષ ઉપર મગધ દેશમાં થઈ હતી. મગધને હાલ બિહાર અથવા બહાર કહે છે. તેની રાજધાની પાટલિપુત્ર

નામે નગરમાં હતી. એ નગર હાલ જ્યાં પટણા શહેર છે તેની ચડમાં ગંગા અને શોણ નદીઓના સંગમ પર હતું. તે નદીઓમાં પૂર આવવાથી આ શહેરનો નાશ થયો હતો.

મૌર્ય વંશના રાજાઓ ઘણા જોરાવર હતા. પરદેશના મોટા મોટા રાજાઓ સાથે તેમને મિત્રાચારી હતી. એ વંશમાં પહેલો રાજા ચંદ્રગુપ્ત નામે થયો હતો. તેના વખતમાં ગ્રીસ દેશનો સિકંદર રાજા હિન્દુસ્તાન ઉપર ચઢી આવ્યો હતો, પરંતુ તેને તે વખતના લડવૈયાની બહાદુરી જોઈને પાછા ફરવું પડ્યું હતું. ચંદ્રગુપ્તના એક અધિકારીએ ગીરનાર પાસે સુદર્શન નામે તળાવ બંધાવ્યું હતું. આ વંશમાં ચંદ્રગુપ્ત અને તેનો પૌત્ર અશોક એ બે રાજા વધારે નામાંકિત થઈ ગયા છે.

## ૮. મહાન અશોક.

અશોક ઇ. સ. પૂર્વે ત્રીજા *સૈકામાં એટલે આજથી બાવીસસો વર્ષ ઉપર મગધની ગાદીએ બેઠો હતો. તેના વખતમાં મગધના રાજ્યની સત્તા લગભગ આખા હિન્દુસ્તાન ઉપર ફેલાઈ હતી.

**લોકોપયોગી કામો**—તેણે પોતાના મોટા રાજ્યમાં નિરાધારને રહેવા માટે જુદે જુદે સ્થળે ધર્મશાળાઓ બંધાવી હતી, અને રોગીને ઓસડ આપવાને દવાખાનાં સ્થાપ્યાં હતાં. વળી તેણે ઠેકાણે ઠેકાણે ધોરી રસ્તા ઉપર વાવ, કુવા, તળાવ, ચોતરા, વગેરે બંધાવ્યાં હતાં, અને રસ્તાની બાજુઓ પર છાયા માટે ઝાડ રોપાવ્યાં હતાં.

**બૌદ્ધ ધર્મને આશ્રય**—અશોકે પોતે બૌદ્ધ ધર્મ પાળીને તેને મોટો આશ્રય આપ્યો હતો. એ ધર્મના નિયમો નક્કી કરવાને તેણે બૌદ્ધ સાધુઓની મોટી સભા બોલાવી હતી, અને બૌધ ધર્મનો ઉપદેશ કરવાને પરદેશમાં સાધુઓને મોકલ્યા હતા. વળી રાજ્યના કેટલાક

* ઇ. સ. ૨૦૧થી ૩૦૦ સુધી ત્રીજું સૈકું કહેવાય, અને ૧૫૦૧થી ૧૬૦૦ સુધી સોળમું સૈકું. હાલ વીસમું સૈકું ચાલે છે.

ભાગમાં પત્થરના સ્તંભો ઉભા કરી તે પર પોતાના ધર્મનાં મૂળતત્ત્વો તથા નીતિનાં વચનો પ્રજાના બોધ માટે કોતરાવ્યાં હતાં. તે હજી પણ કાયમ છે. એવો એક લેખ ગીરનાર પર્વતની તળેટીમાં છે. તેની લિપિ ઘણી જુની છે, તેથી તે લિપિ જે શીખ્યા હોય તેજ તે લેખ વાંચી શકે છે. એ લેખમાં મુખ્યત્વે કરીને એવો ઉપદેશ છે, કે "કોઈએ પશુની હિંસા કરવી નહિ. સૌએ માબાપ અને વડીલોની આજ્ઞા પાળવી. સગાંવહાલાં પર પ્રેમ રાખવો. નીતિમાન બ્રાહ્મણોને માન આપવું. કોઈએ ઉડાઉ થવું નહિ. બીજાની નિંદા કરવી નહિ. જાતે સદાચાર પાળીને બીજાને તેવો બોધ કરવો. રાજ્યના અધિકારીઓએ લોકોનું હિત સાચવવું. જુદા જુદા પંથના સાધુઓએ હળીમળીને રહેવું. પોતાનો મત બીજા પાસે પળાવવાનો આગ્રહ કરવો નહિ. કોઈએ પોતાના ધર્મનાં વખાણ કરવાં નહિ, અને પારકા ધર્મની નિંદા કરવી નહિ." એ સિવાય બીજી ઘણી આજ્ઞાઓ એ લેખમાં છે.

## ૯. વલભી વંશ.

અશોક રાજાની પછી લગભગ ૩૦ વરસે ગુજરાત ઉપરથી તેના વંશજોની સત્તા ઊઠી ગઈ, અને તેને ઠેકાણે પરદેશી રાજાઓનો અમલ શરૂ થયો. તેમની સત્તા છસો વર્ષ સુધી રહી હતી. તેઓમાં ક્ષત્રપ વંશના રાજાઓ થઈ ગયા. તેઓ ઘણા બળવાન હતા. ત્યારપછી ઉત્તર હિન્દના ગુપ્ત વંશના રાજાઓના હાથમાં ગુજરાતનું રાજ્ય ગયું. ગુપ્ત વંશ કેડે વલભી વંશ થયો. તેનો અમલ ૨૫૦ વર્ષ ચાલ્યો. એ વંશના રાજાઓ પોતાને ક્ષત્રિય કહેવડાવતા, પરંતુ તેઓ ગુર્જર જાતના હતા. હાલ પણ ગુજરાતમાં ગુર્જર સોની, ગુર્જર સુતાર, ગુર્જર વાણીઆ, ગુર્જર કુંભાર, ગુર્જર સલાટ, વગેરે ઘણી જાતો વસે છે. તે ઉપરથી એ વાતને ટેકો મળે છે. તેમનું આખું રાજ્ય ગુર્જરરાષ્ટ્ર કહેવાતું. તે ઉપરથી આપણા મુલકનું નામ ગુજરાત પડ્યું છે.

વલભી વંશના રાજાઓની રાજધાની વલભીપુર નામે નગરમાં હતી. એ નગરની આબાદી અમદાવાદ શહેર કરતાં પણ

વિશેષ હતી. વલભીપુર નગરનો ઘેરાવો પાંચ માઇલ કરતાં પણુ વિશેષ હતો. વળી તેમાં વસ્તી ઘણી હતી. ત્યાંના લોકો ધનવાન હતા. તેમાં સો કરતાં વધારે કરોડપતિ હતા. વેપાર પણુ ઘણો સારો ચાલતો હતો. દેવાલયોની સંખ્યાનો પાર નહોતો. બૌદ્ધ સાધુઓના મઠ સો કરતાં પણુ વધારે હતા, અને તેમાં લગભગ સાત હજાર સાધુઓ રહેતા હતા. આ નગરનો વલભી વંશના છેલ્લા રાજા શિલાદિત્યના+ વખતમાં નાશ થયો. ભાવનગરની પાસે હાલમાં વળા નામનું ગામ છે તેની આસપાસ એ નગરનાં ખંડેરો હજી પણુ જોવામાં આવે છે.

## ૧૦. રંક કાકુ અને વલભીપુરનો નાશ.

મારવાડમાં આવેલા પાલી શહેરમાં પાતાલ અને કાકુ નામના બે વાણીઆ ભાઈએ રહેતા હતા. પાતાળ નાનો હતો, પણુ તેની પાસે ઘણું દ્રવ્ય હતું, અને કાકુ ગરીબ સ્થિતિમાં હતો. આથી કાકુ પોતાના ભાઈના ઘરમાં રહેતો હતો, અને તેના ઘરનું કામકાજ કરતો હતો. એક વખતે નાના ભાઈએ કાકુને કાંઈ કસુરના કારણે ઠપકો આપ્યો, તેથી કાકુ રિસાઈને કુટુંબ સાથે ત્યાંથી ચાલી નીકળ્યો. તે વલભીપુરમાં ભરવાડોનાં ઝુપડાંમાં આવી વસ્યો. આ વખતે તે ઘણોજ ગરીબ સ્થિતિમાં હતો. તેની પાસે એક ટંકનું પણુ ખાવાનું નહોતું, તેથી લોકો તેને રંક કાકુ એ નામથી બોલાવતા. થોડા વખત પછી અહીં તેણે એક નાની દુકાન માંડી, અને તેમાં સારી કમાણી થવાથી ધીમે ધીમે વેપાર વધાર્યો. થોડાં વર્ષમાં તો તેની પાસે ઘણું દ્રવ્ય એકઠું થયું, એટલે તે ઝુપડી છોડી દઈને મહેલ બંધાવી રહેવા લાગ્યો. તેની પુંજી દિન પ્રતિદિન વધતી ગઈ, અને આખરે તે

---

+ સૂર્યનારાયણે તેને પત્થરનું હથિઆર આપ્યું હતું, અને તે વડે વલભીપુરના રાજાને મારીને તે રાજા થયો હતો, તેથી તે શિલાદિત્ય કહેવાયો.

કરોડપતિ+ કહેવાયો.

કાકુ ધનવાન થવાથી તેણે પોતાને અતિશય વહાલી દીકરી વાસ્તે એક રત્નજડિત સોનાની કાંસકી કરાવી હતી. એ કાંસકી વડે તે માથું ઓળતી હતી. તે વખતે તે શિલાદિત્ય રાજાની કુંવરીના જોવામાં આવી, અને તે લેવાનું તેને ઘણું મન થયું. આથી તે કાંસકી લાવી આપવાને તેણે પોતાના બાપને વિનતિ કરી. ગમે તે કિંમત લઈને પણ કુંવરીને કાંસકી આપવાને રાજાએ કાકુને બહુ સમજાવ્યો, પરંતુ તે એકનો બે ન થયો. આખરે રાજાએ બળાત્કારે તે ખુંચવી લીધી. આ બનાવથી કાકુને ઘણો ક્રોધ ચઢયો, તેથી તે સિંધ દેશના રાજા પાસે ગયો ત્યાંના રાજાને એક કરોડ રૂપીઆ આપવાના કરી વલભી-પુર ઉપર ચઢાઈ કરાવી. તેમાં રાજા શિલાદિત્ય મરાયો અને તે નગરનો નાશ* થયો. કાકુએ પરદેશી રાજા પાસે મોટી પદવીની આશા રાખી હતી, પણ તેણે તો કાકુને પણ મારી નંખાવ્યો.



+ કાકુ ધનવાન થવા સંબંધે બીજી પણ વાતો ચાલે છે. એક વાત એવી છે કે સાધુએ સિદ્ધરસની તુંબડી આપેલી તેની મદદથી તે લોઢાનું સોનું બનાવી ધનવાન થયો હતો. બીજી વાત એવી છે કે એક બાઈ ઘીનો ઘાડવો લઈને ઘી વેચવા કાકુ પાસે આવેલી હતી. તેની પાસે ચિત્રકવેલની ઉઢાણી હતી, તેને લીધે તેના ઘાડવામાં ઘી ખૂટતું નહોતું. તે ઉઢાણી કાકુએ વેચાતી લઈ લીધી. પછી ઘીનો મોટો વેપાર કરી ધનવાન થયો.

* વલભીપુરના નાશ વિષે એક દંતકથા એવી ચાલે છે કે એક સાધુને એક કુંભારણ સિવાય આખા નગરમાંથી કોઈ ભિક્ષા આપતું નહિ. આથી ક્રોધે ભરાઈને તે સાધુએ શાપ દીધો, તેથી તે નગરનો નાશ થયો.

# ભાગ ૩જો.

## ચાવડા વંશના રાજાઓ.

### ૧૧. જયશિખર ચાવડો.

વલભી વંશના વખતમાં ગુજરાતમાં કોઈ કોઈ સ્થળે બીજાં નાનાં રાજ્યો હતાં. એવું એક નાનું રાજ્ય ગુજરાત અને કચ્છની વચ્ચે હાલ જ્યાં ઝીંઝુવાડા નામે ગામ છે તેની પાસે પંચાસર નામે નગરમાં હતું. વલભી વંશનો નાશ થયા પછી તે ચઢતીમાં આવ્યું. ત્યાં ઇ.સ.ના સાતમા સૈકામાં એટલે આજથી લગભગ બારસો વર્ષ પર ચાવડા વંશનો જયશિખર નામે રાજા રાજ્ય કરતો હતો. તે મહા પરાક્રમી અને શૂરવીર હતો. તેની પાસે અનેક બહાદુર લડવૈયા હતા. તેનો ખજાનો અખૂટ હતો. તેની રાણી રૂપસુંદરી ઘણી રૂપાળી હતી, અને પતિવ્રતા ધર્મ પાળતી હતી. તેનો સાળો સુરપાળ અજીત યોદ્ધો હતો, તે તેનો માનીતો સેનાધિપતિ હતો. તેની રૈયત આબાદ અને સુખી હતી. તે પોતાના રાજાને ઘણું ચાહતી હતી. આથી જયશિખરની કીર્તિ પરદેશમાં ફેલાઈ રહી હતી.

ગુજરાતમાં જયશિખર રાજ્ય કરતો હતો તે વખતે ગુજરાતની દક્ષિણમાં કલ્યાણ નામે નગરમાં બીજું એક મોટું રાજ્ય ચાલુક્ય વંશના રાજા ભુવડનું હતું. તે રાજા પણ મહા તેજસ્વી અને બહાદુર લડવૈયો હતો. તેણે ઘણા દેશો જીતીને તાબે કર્યા હતા. વળી તેણે ગુજરાત જીતવાને પણ લશ્કર મોકલ્યું હતું, પણ જયશિખરની બહાદુરીથી તેની ફોજ હારીને નાસી ગઈ હતી. છતાં તેના સરદારે તેને કહ્યું હતું કે " અમે ગુજરાત દેશ જીતીને ત્યાંના રાજાને ખંડીઓ બનાવ્યો છે. " પરંતુ આ વાત અચાનક ઉઘાડી પડી ગઈ.

**ભુવડનો દરબાર અને શંકર કવિ**—એક સમયે ભુવડ રાજા પોતાના બાગમાં સભા ભરીને બેઠો હતો. તે સભામાં તેનો પુત્ર કરણ, ચંદ વગેરે સામંતો, અને મોટા મોટા કવિઓ મળીને આશરે ૫૦૦ માણસો હતા. સૌ પોતપોતાની ચતુરાઈ બતાવી આનંદ ઉપજાવતા હતા. એવામાં રાજા જયશિખરના દરબારનો રાજકવિ શંકર પોતાની વિદ્યાના બળથી બીજા રાજદરબારોમાં જીત મેળવતો ત્યાં આવી ચઢયો. તેણે ભુવડને આશીર્વાદ આપ્યો, અને પોતાની બનાવેલી કવિતા ગાઈ સંભળાવી. કવિની ચતુરાઈ જોઈ રાજા ઘણો રાજી થયો. આથી તે કોણ છે, ક્યાંથી આવ્યો છે, વગેરે ઘણી વાતો પૂછી. શંકરે કહ્યું કે " હું ગુજરાતનો રાજકવિ છું. ગુજરાત કાચું સોનું પાકે તેવો રસાળ અને ફળદ્રુપ પ્રદેશ છે. અમારા રાજાએ પરાક્રમથી જયને પર્વત કર્યો છે, માટે કવિઓએ તેનું નામ જયશિખર પાડ્યું છે. તેની રાણી રૂપસુંદરી એવી તો ખૂબસુરત છે કે પૃથ્વી પર કોઈ તેની બરાબરી કરી શકે નહિ. રાણીનો ભાઈ સુરપાળ બહાદુર યોદ્ધો છે. રાજાએ પોતાની બેન વિમળાને તેની સાથે પરણાવી છે. તે ફોજનો સેનાપતિ છે. " આ વખાણ સાંભળીને ભુવડ રાજાએ બહારથી તો ખુશી બતાવી કવિને ભારે શિરપાવ આપી વિદાય કર્યો. પરંતુ હૃદયમાં તે પરદેશી રાજાનાં વખાણ સાંખી શકયો નહિ. શંકર કવિના કહેવાથી તેના જાણવામાં આવ્યું કે ગુજરાત સ્વતંત્ર છે. આથી તેના સરદારોએ છુપાવેલી વાત આ રીતે ઉઘાડી પડી ગઈ, એટલે તેમણે પણ તે વાત કબુલ કરી.

**ભુવડની પહેલી ચઢાઈ**—શંકર કવિને વિદાય કર્યા પછી ભુવડે તરતજ પોતાના સરદારોની સલાહ લઈને ગુજરાત પર ચઢાઈ કરવાનું મોટું લશ્કર તૈયાર કરાવ્યું. પોતાના સોળ+ પટાવતોમાં સૌથી બહાદુર ગણાતા મિહીર નામના પટાવતને ફોજમો ઉપરી ઠરાવી ગુજરાત જીતવ

+ ચંદ દ્વંદ ભટ વેદ વીર, સિંહ સિંધુ ગિરિ ધીર;
સામંત ધીમત ધનિવ પદ્ધ, ભીમ મહારથી મિહીર.

મોકલ્યો. (ઈ. સ. ૬૯૬). તેણે પંચાસર આવતાં રસ્તામાં લૂંટ ચલાવી ઘણાં ગામડાં ઉજ્જડ કર્યાં. રસ્તામાં જતાં આવતાં સ્ત્રી પુરુષોને કેદ કર્યાં, અને તેમની માલમીલકત લઈ લીધી. આથી બિચારી રૈયત ઘણી દુઃખી થઈ, અને રાજા જયશિખર પણ આવા સમાચાર સાંભળી દીલગીર થયો. તેણે તરત પોતાના સરદારોને લશ્કર ભેગું કરવાનો હુકમ કર્યો; પરંતુ તે પહેલાં તો તેના શૂરા સરદાર સુરપાળે જેમ વાઘ શિકાર પકડવાને ઓચિંતો તૂટી પડે છે તેમ શત્રુના લશ્કર પર છાનામાના ઓચિંતો હુમલો કર્યો, અને એકદમ શત્રુની ફોજને ઘેરી લીધી. પછી તેણે ભુવડના ચંદ પટાવત પર હલ્લો કરી તેને સખત ઘાયલ કર્યો, અને તેના સૈનિકોને ઘાસની પેઠે કતલ કરવા માંડયા. આથી સૈનિકો અને મિહીર જીવ લઈને નાસી છૂટયા.

**ભુવડની બીજી ચઢાઈ**—મિહીર હારીને પાછો આવ્યાની ખબર સાંભળીને ભુવડ ચમકયો અને ઘણો ગભરાયો, તોપણ હિંમત હાર્યો નહિ. છ ગાઉ ઉપર પોતાનો પટાવત મિહીર છાવણી નાખીને પડેલો હતો ત્યાં તે સામો ગયો. પોતે મિહીરને ઘણીજ ધીરજ આપીને પાછા નાસવાનો પસ્તાવો તજાવી દીધો. વળી કહ્યું કે તમારે પાછું હઠવું પડયું તેથી લેશમાત્ર ગભરાવું નહિ, કેમકે એ તો જીતની નિશાની છે. તમે જાણો છો કે આપણે હથિઆરથી ઘા કરીએ છીએ, ત્યારે પ્રથમ હાથ પાછળ લઈએ છીએ; કારણ કે તેથી તે વધારે જોરથી વાગે છે. વળી હાર ખાઈને નાસી આવેલા પોતાના લશ્કરને ભુવડે હિંમત આપી, અને બીજું તાજું નવું લશ્કર પણ એકઠું કર્યું. ભુવડ રાજા પોતે લશ્કરનો સેનાધિપતિ બન્યો, અને પંચાસર પર ચઢી આવ્યો. દુશ્મનનું મોટું લશ્કર ધસી આવતું જાણીને જયશિખરે નગરના દરવાજા બંધ કરાવ્યા. આથી ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો. કેટલુંક લશ્કર લઈને તેણે કોટને ઉગમણે દરવાજે પડાવ નાખ્યો. પટાવત મિહીરે બાકીનું લશ્કર લઈને ઉત્તર તરફનો દરવાજો રોકયો. જયશિખર પોતાનું લશ્કર લઈ ભુવડની સામો લડવા ગયો, અને સુરપાળ

પોતાના સૈનિકો સાથે મિહીરની સામો ધસ્યો. કોટ આગળ બાવન દિવસ સુધી લડાઈ ચાલી.

જ્યારે ભુવડ થાકયો, ત્યારે તેણે સુરપાળને ફોડવાની યુક્તિ કરી. સુરપાળને લાંચ આપી પોતાની તરફ લેવા ભુવડે મિહીર પાસે આકડાના દૂધ વડે પત્ર લખાવ્યો. તેમાં લખ્યું કે "જો તમે તમારા રાજાને તજીને અમને મદદ કરશો, તો રાજા ભુવડ તમને તમે ધરાશો તેટલું ધન અને ગુજરાતનું અર્ધું રાજ્ય આપશે." સુરપાળે તે પત્ર કંકુ લગાડીને વાંચ્યો. પછી જવાબ લખ્યો કે "જે પાણી દૂધ સાથે મળી ગયું છે તે કદી જુદું પડનાર નથી. મને ત્રણ લોકનું રાજ્ય મળતું હોય તોપણ હું મારા રાજાને તજીને શત્રુને મદદ કરવાનો નથી. તમે નીમકહરામ હોવાથી આવી ફોગટ આશા રાખી." જવાબ વાંચીને ભુવડ નિરાશ થયો, તોપણ તેણે હિંમત છોડી નહિ. છેવટે તેણે મરણીઆ થઈ ને એક વખત ફરીને હલ્લો કર્યો. આ વખતે તેણે જયશિખરનું ઘણું લશ્કર કાપી નાખ્યું. તેજ વખતે સુરપાળે ઘણું પરાક્રમ બતાવી ભુવડના ભટ નામના પટાવતને ઠાર માર્યો. તેવામાં ભુવડની ફોજે પશ્ચિમ તરફનો કિલ્લો તોડયો, અને તે પંચાસરમાં દાખલ થઈ. હવે જયશિખરે જીતની આશા છોડી દીધી.

જ્યારે જયશિખરે જીતની આશા છોડી, ત્યારે તેણે પોતાના સાળા સુરપાળને બોલાવીને કહ્યું, કે "જો તું મારો વંશ રાખવાને ઇચ્છતો હોય તો તારી બેન ગર્ભવંતી છે તેને કોઈ શહેરમાં કે વનમાં નિર્ભય જગાએ એકદમ મુકી આવ." સુરપાળ યુધ્ધ છોડીને જવાને ઘણોજ નારાજ હતો, તોપણ વખત વિચારીને તે પોતાની બેનને વનમાં લઈ ગયો. તેને વનમાં રહેવાની સારી ગોઠવણ કરી તે રણ-ભૂમિ તરફ પાછો વળ્યો, પણ જયશિખરના મરણ પહેલાં તે પહોંચી શક્યો નહિ.

**જયશિખરનું મરણ**—સુરપાળના વનમાં ગયા પછી પંચાસરમાં ભારે યુધ્ધ જામ્યું. તેમાં જયશિખરનાં ઘણાં માણસો કપાઈ ગયાં. છેવટે

તેની પાસે માત્ર દસ યોધ્ધા રહ્યા હતા, તોપણ તેણે ત્રણ દિવસ સુધી લડાઈ ચલાવી. આખરે જયશિખર મરણીઓ થઈને ભુવડ ઉપર ધસ્યો; અને તેની છાતીમાં લાત મારી, તેથી તે મૂર્છા ખાઈને હેઠે પડ્યો. એવામાં પાછળથી બે મલોએ આવીને તરવાર વડે તેનું માથું કાપી નાખ્યું. એવું કહેવાય છે કે તેનું ધડ ત્રણ દિવસ સુધી ઝૂઝીને પડ્યું. આ પ્રમાણે ગુજરાતનો રાજા જયશિખર મરાયો. મૂર્છામાંથી ભુવડ ઊઠ્યો ત્યારે તેણે જયશિખર પોતાનો શત્રુ હોવા છતાં તેની બહાદુરીનાં ઘણાં વખાણ કર્યાં, અને તેને ધન્યવાદ આપ્યો. વળી તેના મોતની જગાએ ગુર્જરેશ્વર મહાદેવનું દહેરૂં બંધાવવાની પ્રતિજ્ઞા કરી. પછી ભુવડ નગરમાં પેઠો, અને રાજમહેલનો કબજો લેવા ગયો; પરંતુ તે વખતે રાજમહેલમાંથી પાંચસો દાસીઓ ઉઘાડી તરવારે લડવાને નીકળી પડી. તેમણે ભુવડની ફોજને નગર બહાર હાંકી કાઢી, અને પડેલાં મુડદાંમાંથી રાજાનું મુડદું ઓળખીને રાજમહેલમાં લઈ આવી. પછી ચિતા ખડકાવીને જયશિખરની બીજી ચાર રાણીઓ તેની સાથે સતી થઈ. કેટલીક દાસીઓ પણ બળી મરી. પછી ભુવડે નગરનો કબજો લીધો, અને તેને જ્યાં બાળ્યો હતો ત્યાં મહાદેવનું દહેરૂં બંધાવ્યું. ત્યારપછી ગુજરાત ઉપર પોતાના તરફનો એક સુબો નીમીને ભુવડ પોતાને દેશ ગયો.

---

## ૧૨. પટરાણી રૂપસુંદરી.

**વનનાં દુખો**—ગુજરાતના રાજા જયશિખરની રાણી રાજમહેલમાં મનગમતા વૈભવ ભોગવતી હતી. તેને આ વખતે વનમાં ફળફૂલ ખાઈને દિવસો ગુજારવા પડતા હતા. સુરપાળ રૂપસુંદરીને વનમાં નિર્ભય જગાએ મૂકીને પાછો ફર્યો તે વખતે તેની નણંદ વિમળા તેની સાથે હતી, પણ થોડા વખતમાં તે કેદ પકડાઈ, તેથી રાણી એકલી પડી. હવે તેને ધીરજ આપનાર કોઈ સગું રહ્યું નહિ. વનમાં તેનું પાલનપોષણ વનનાં ભીલ ભીલડીઓ કરતાં હતાં. ભીલડીઓ તેને વનમાંથી ફળફૂલ ખાવાને

લાવી આપતી. આથી ગુજરાનની પીડા તો દૂર થઈ; પરંતુ ભુવડના માણસો તેને શોધવાને વારંવાર ચોતરફ ફરતા હતા, એ મોટું દુઃખ હતું. તેમાંથી બચવાને તેને ગુપ્ત સ્થળે સંતાઈ જવું પડતું હતું. આ કામમાં પણ ભીલ લોકો મદદ આપતા હતા. એક વખત તો તેમણે તેને એક ઝાડના પોલાણમાં સંતાડી દીધી હતી. તે વખતે ભુવડના માણસો તે ઝાડ પાસે આવીને ઉભા હતા. રાણી આ વખતે પોલાણમાં પકડાઈ જવાના ડરથી થરથર ધ્રૂજતી હતી, પરંતુ પ્રભુએ તેને બચાવી. શોધમાં આવેલા માણસોની દૃષ્ટિ તે તરફ ગઈ નહિ, તેથી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા હતા.

**વનરાજનો જન્મ**—મનુષ્યના બધા દહાડા એક સરખા જતા નથી. એ નિયમ પ્રમાણે રાણીના દુઃખના દિવસોનો પણ અંત આવ્યો. વૈશાખ સુદ પુનમને દિવસે સૂર્યોદય વખતે રાણીને પેટે એક સુંદર બાળકનો જન્મ થયો. આથી રાજાની ધારણા પાર પડી, અને રાણીને દુઃખમાં ધીરજ મળી. રાજપુત્રનો જન્મ વનમાં થયો તેથી તેનું નામ વનરાજ પાડ્યું. નાનપણમાં લાડમાં તેને વનુભા કહીને બોલાવતા હતા. પોતાનાં સુખ કે દુઃખની દરકાર નહિ કરતાં રાણી હોંસે હોંસે પુત્રનું જતન કરતી હતી. જે પુત્ર રાજમહેલમાં પારણામાં ઝૂલતો હોત તે આ સ્થળે ઝાડની ડાળીએ લટકાવેલી લુગડાની ઝોળીમાં ઝૂલતો હતો! તેવામાં શીલગુણસૂરિ નામના એક જૈન સાધુ ત્યાં થઈને જતા હતા. તેમની નજર તે ઝોળી ઉપર પડી. નિહાળીને જોતાં તેમને રાજવંશી કુંવર જણાયો. વધારે તપાસ કરતાં તેમને માલમ પડ્યું કે એ તો રાજા જયશિખરનો કુંવર છે. વળી રાણીને પણ જતીએ ઓળખી, તેથી તે તેમને પોતાને અપાસરે લઈ ગયા. ત્યાં તેમણે બંનેની સારી બરદાસ કરી. રાણીને પુત્ર જન્મ્યાના સમાચાર સાંભળીને સુરપાળ પણ તેમને શોધતો શોધતો આવી મળ્યો હતો.

---

## ૧૩. વનરાજ ચાવડો.

**બાળપણની રમતો**—ગુજરાતના રાજા જયશિખરની ઇચ્છા પૂર્ણ કરનાર આ રાજકુંવર જૈન સાધુ **શીલગુણસૂરિ**ના અપાસરામાં ઉછર્યો હતો. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય.' એ કહેવત પ્રમાણે તેનામાં નાનપણથીજ રાજા તરીકેનાં કેટલાંક લક્ષણ નજરે પડતાં હતાં. આઠેક વર્ષનો થયો ત્યારે સાધુએ અપાસરામાં ઉંદરો નુકસાન ન કરે તે સંભાળવાનું કામ તેને સોંપ્યું. બાળક વનુભાએ જે જે ઉંદરો હાથમાં આવ્યા તેમને પછાડીને મારી નાખ્યા. આથી જતીએ તે કામ કરાવવાનું બંધ કર્યું.

વળી હોળીના તહેવારોમાં પોતાના મહોલ્લાના છોકરાઓને એકઠા કરી તે તેમનો આગેવાન થતો, અને બીજા ફળીઆનાં છોકરાં સાથે લડવા જતો, અને તેમને હરાવતો. તેની આવી વર્તણૂક જોઈને તેની માને અતિશય ચિંતા થતી. એવે પ્રસંગે સાધુ રાણીને કહેતા, કે એ તો રાજકુંવરનાં લક્ષણ છે. તમારે લેશમાત્ર પણ ચિંતા રાખવી નહિ. આટલી બધી હિંમતવાળો છે, માટેજ આપણે આશા રાખીશું કે તે તેના પિતાનું રાજ્ય પાછું મેળવશે.

**કેળવણી**—જુના વખતમાં તરવાર, ભાલો, તીરકામઠું, વગેરે હથિઆરો લડાઈમાં વપરાતાં હતાં. વનરાજ પોતાના મામા સુરપાળની મદદથી તે હથિઆરો સારી રીતે વાપરતાં શીખ્યો હતો. જયશિખરના મરણ પછી સુરપાળ +બહારવટે ફરતો હતો, તેથી પોતાના મામા પાસેથી કેળવણી લીધા પછી તે પણ નાની ઉંમરથી બહારવટું કરવા લાગ્યો.

**વનરાજે મેળવેલી લૂંટ**—ભુવડ રાજાએ ગુજરાતની ઉપજ પોતાની કુંવરી **મીનલદેવી**ને આપી હતી. એ કુંવરીની વતી વહીવટ કરનાર અમલદારે છ માસમાં ચોવીસ લાખ સોનૈયા અને ચાર હજાર ઘોડા એ પ્રમાણે પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. એ દ્રવ્ય લઈને કુંવરી-

---

+ રાજાનો કોઈ ભાયાત પોતાની જાગીર પાછી મેળવવાને રાજ્યમાં ચોરી, લૂંટફાટ, વગેરે કરે તેને બહારવટું કહે છે, અને તેવું કામ કરનાર બહારવટીઆ કહેવાય છે.

નાં માણસો જતાં હતાં. તેમના પર હુમલો કરીને વનરાજે તમામ દ્રવ્ય લઈ લીધું, અને માણસોને મારી નાખ્યા. આ બનાવથી ભુવડ સાથે જુનું વેર હતું તે તાજું થયું. તેનાથી બચવાને વનરાજને એક વર્ષ સુધી જંગલમાં છુપાઈ રહેવું પડયું. તે દરમિઆન તેણે જોરાવર ફોજ ભેગી કરી.

**વનરાજ ગુજરાતનો રાજા થયો**—વનરાજ પાસે ભારે લશ્કર ભેગું થયું, એટલે તેણે ગુજરાતમાંથી ભુવડના અધિકારીઓને હાંકી કાઢયા, અને તેમને ઠેકાણે પોતાના અમલદારો નીમ્યા. પછી સરસ્વતી નદીને તીરે એક નવું શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. આ નવા શહેરનું નામ પોતાના મિત્ર અણહીલ ભરવાડના નામ પરથી અણહીલપુર પાટણ પાડયું.

રાજગાદીએ બેસતી વખતે આપેલા વચન પ્રમાણે તેણે શ્રીદેવી પાસે ભગિનીતિલક કરાવ્યું, અને તેને સાત ગામ બક્ષીસ કર્યાં. ચાંપા વાણીઆને મુખ્ય પધાન બનાવ્યો. આ વખતે વનરાજ પોતાના બાળપણના રક્ષક અને પાલક જૈન સાધુ શીલગુણસૂરિને પણ વીસરી ગયો નહોતો. પંચાસરમાં પારસનાથની જે મૂર્તિની તે પૂજા કરતો હતો, તે વનરાજે અણહીલપુરમાં આણી. અહીં તેણે એક દેવળ બંધાવી તેમાં તેની પ્રતિષ્ઠા કરી તેનું નામ 'પંચાસરા પારસનાથ' પાડયું. આ પારસનાથની મૂર્તિ સાથે વનરાજે પોતાની મૂર્તિ મુકાવેલી છે. તે હજી પણ પાટણમાં એ દેવળમાં કાયમ છે.

વનરાજ ૫૦ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો હતો, અને ૬૦ વર્ષ રાજ્ય ભોગવીને ૧૧૦ વર્ષની ઉંમરે મરણ પામ્યો.

**શ્રીદેવી**—વનરાજ એક વખતે રાતે કોઈ એક શેઠના ઘરમાં ચોરી કરવા પેઠો હતો. ત્યાં ચોરીની ચીજોની તપાસ કરતાં પ્રથમજ દહીંના ગોરસામાં તેનો હાથ પડયો. આથી અપશુકન થયા જાણીને તે થોડુંક દહીં ખાઈને બીજી સર્વે વસ્તુઓ લેવાની પડતી મૂકીને જતો રહ્યો. પ્રાતઃકાળે તે શેઠની પુત્રી શ્રીદેવીએ ગોરસામાં પડેલી



વનમાં વનરાજ અને ચાંપાનો મેળાપ.

હાથની રેખાઓ જોઈને વિચાર કર્યો, કે " આ કોઈ મોટો ભાગ્યશાળી પુરુષ હોવો જોઇએ. તે મારા ભાઈ સમાન છે. એનાં દર્શન કર્યા સિવાય હું ભોજન કરીશ નહિ." વનરાજને આ પ્રતિજ્ઞાની ખબર પડી, તેથી તે બીજી રાતે ગુપ્ત રીતે તેને મળ્યો. શ્રીદેવીએ તેને ભોજન કરાવ્યું, અને બીજી પરોણાચાકરી કરી. આથી વનરાજે પ્રસન્ન થઈને તેને વચન આપ્યું કે "રાજ્યાભિષેક વખતે હું તારી પાસે ભગિનીતિલક કરાવીશ." આ વચન તેણે બરાબર રીતે પાળ્યું હતું.

**ચાંપો**—ચાંપો જાતે વાણીઓ હતો, અને તે ઘીનો વેપાર કરતો હતો. વળી તે બાણ મારવાની વિદ્યામાં ઘણોજ કુશળ હતો. એક વખતે એવું બન્યું કે વનરાજ જમવા બેઠો ત્યારે ઘરમાં ઘી નહિ હોવાથી તેની માએ લુખું ખાવાને પીરસ્યું. વનરાજે ઘી માગ્યું, ત્યારે તેણે કહ્યું કે ઘરમાં નથી. તું લાવે તો આપું. આથી વનરાજ ભાણા પરથી ઊઠી ગયો, અને તેના બે સોબતીઓને સાથે લઈને કોઈ ઘીના વેપારીને લૂંટવાના વિચારથી નીકળી પડ્યો. આ વખતે ચાંપો ઘીનું કુલ્લું લઈને આવતો હતો, તેને લૂંટવાને રોક્યો ચાંપાએ એકદમ ગુસ્સો કરી પોતાની પાસેનાં પાંચ બાણમાંથી બે બાણ જમીન પર ફેંકી દીધાં. આથી આશ્ચર્ય પામીને વનરાજે તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. તેણે હિંમતથી જવાબ આપ્યો, કે "તમે ત્રણ જણ છો એટલે ત્રણ બાણ બસ છે." તેના આવા જવાબથી વનરાજ વધારે આશ્ચર્ય પામ્યો, અને તેને તેની બાણ મારવાની કળા બતાવવા કહ્યું, જે તેણે બતાવી. આથી વનરાજ પ્રસન્ન થયો, અને તેની સાથે મિત્રતા કરીને તેને પોતાની પાસે રાખ્યો. વળી વચન આપ્યું કે "જ્યારે હું રાજા થઈશ, ત્યારે તને મુખ્ય પ્રધાન બનાવીશ." આ વચન પણ તેણે પાળ્યું હતું.

**અણહીલ**—વનરાજ બહાદુર અને ઉદાર દીલનો હોવાથી તેને ઘણા મિત્રો આવી મળ્યા હતા. તેઓમાં એક અણહીલ નામનો ભરવાડ હતો. તેણે વનરાજને ઘણી મદદ કરી હતી. તીરકામઠાં વગેરે હથિઆરો તે તેને લાવી આપતો, અને શિકાર કરવા પોતાની સાથે જંગલમાં તેડી જતો. વળી સંકટને વખતે જંગલમાં સંતાઈ રહેવાની

જગાઓ અને ગુપ્ત રસ્તાઓ પણ તેણે બતાવ્યાં હતાં. આ વખતે સુરપાળ મરણ પામ્યો હતો, પણ તેના આ નવા મિત્રોની મદદથી તેની ખોટ જણાઈ નહિ. વનરાજે આ મિત્રોની મદદથી એક નાનું પણ બહાદુર લશ્કર ભેગું કર્યું હતું. આ ભરવાડના નામ પરથીજ વનરાજે પોતે વસાવેલા શહેરનું નામ અણહીલપુર પાટણ રાખ્યું હતું.

## ૧૪. ન્યાયી યોગરાજ.

વનરાજ પછી તેનો કુંવર યોગરાજ ગુજરાતનો રાજા થયો. તેણે પોતાના બાપ પાસેથી મળેલા રાજ્યમાં વધારો કર્યો, અને રાજ્યની ઉપજ પણ વધારી. તે યુદ્ધકળામાં પ્રવીણ હતો, અને તીર મારવામાં કુશળ હતો. વળી તે એટલું સારૂં ભણેલો હતો કે તેણે એક ગ્રંથ બનાવ્યો હતો.

અદલ ઇન્સાફ—આ રાજાના વખતમાં કાઠિઆવાડમાં આવેલા પ્રભાસપટ્ટણ બંદરે કેટલાંક પરદેશી વહાણ આવ્યાં હતાં. તેમાં વેપારનો કીમતી માલ ભરેલો હતો. આ વહાણો લૂંટવાને રાજપુત્ર ક્ષેમરાજે પોતાના બાપને પૂછ્યું, ત્યારે તેણે ચોકખી ના કહી. રાજાએ મનાઈ કરેલી છતાં યુવરાજ ક્ષેમરાજે તે વહાણો પર હલ્લો કરીને તેમાંનો માલ લૂંટી લીધો. આ વાત સાંભળીને રાજાને ઘણો ખેદ થયો. તેણે ક્ષેમરાજને અને તેની સાથે એ કામમાં સામેલ રહેલા તેના ભાઈઓને સખત ઠપકો આપ્યો. વળી કહ્યું કે “ મેં કરેલી બધી મહેનત તમે ધૂળ મેળવી છે. આપણા પૂર્વજોએ આવાં કામ કરેલાં હોવાથી બીજા દેશોએ તેમને ચોર ગણીને ધિક્કારી કાઢ્યા છે. આપણા પૂર્વજોનું આ કલંક મેં ધોઈ નાખવા માંડયું હતું, પરંતુ તમારા લોભથી તે પાછું તાજું થયું છે. ” કુંવરોને આ પ્રમાણે ઠપકો આપી પેલા વેપારીઓને તેમનો માલ પાછો અપાવ્યો.

એવું કહેવાય છે કે પરદેશમાં પોતાની અપકીર્તિ થએલી જાણીને તે ચિતા ખડકાવી બળી મુઓ હતો.

## ૧૫. સામંતસિંહ.

**સોલંકી રાજકુમારોનું પાટણમાં આવવું**—યોગરાજ પછી ચાવડા વંશની ગાદીએ ચાર રાજાઓ થયા. તેમના વખતમાં જાણવા લાયક બનાવો બન્યા નથી. ચોથો રાજા **સામંતસિંહ**નો પિતા રત્નાદિત્ય હતો. તેના વખતમાં જયશિખરને હરાવનાર ભુવડ રાજાના વંશના **ભુવનાદિત્ય** રાજાના ત્રણ કુંવરો **રાજ**, **બીજ**, અને દંડકને નસીબયોગે પોતાના પિતાની રાજગાદી છોડીને સાધુના વેશમાં પરદેશમાં નીકળવું પડ્યું હતું. તેઓ શિવભક્ત હોવાથી **સોમનાથ** મહાદેવની જાત્રા કરવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં **પાટણ**માં આવી પહોંચ્યા હતા. આ વખતે **સામંતસિંહ** યુવરાજ હતો.

**મૂળરાજનો જન્મ**—એક સમયે યુવરાજ **સામંતસિંહ**નો નોકર ઘોડી ફેરવવાને ગામ બહાર ગયો હતો. ત્યાં **રાજ**, **બીજ**, અને દંડકનો ભગવો વેશ જોઈને ઘોડી ભડકી, અને ચારે પગે કૂદી. સ્વારે ઘોડીને ચાબુક મારી, એટલે **બીજ** જે અશ્વવિદ્યા સારી રીતે જાણતો હતો તે બોલી ઊઠ્યો. ભાઈ, તેં ઘોડીને ચાબુક મારીને ઘણું ખરાબ કામ કર્યું છે. તેના પેટમાં પંચકલ્યાણી+ વછેરો છે, તેની ડાબી આંખ તારી ચાબુકના મારથી ફૂટી ગઈ છે! સ્વારે આ વાત ઘેર જઈને **સામંતસિંહ**ને કહી. તે નવાઈ પામી બોલ્યો, કે જો એ વાત ખરી પડશે તો હું **બીજ**ને મારી બેન **લીલાદેવી** પરણાવીશ. તેણે **રાજ**, **બીજ**, અને દંડકને **પાટણ**માં રાખ્યા. સમય પુરો થતાં કહેવા પ્રમાણે ઘોડીને ડાબી આંખ ફૂટેલો પંચકલ્યાણી વછેરો અવતર્યો.

**સામંતસિંહ** વચન પ્રમાણે પોતાની બેન **લીલાદેવી**ને **બીજ** સાથે પરણાવવાને તૈયાર થયો. **બીજ** એક આંખે કાણો હોવાથી તેણે પોતેજ પોતાના મોટા ભાઈ **રાજ** સાથે **લીલાદેવી**ને પરણાવવાની ઇચ્છા જણાવી. આથી **લીલાદેવી**નું **રાજ** સાથે લગ્ન થયું. વખત જતાં **લીલાદેવી**ને ગર્ભ રહ્યો, પરંતુ બાળકના જન્મ વખતે તે મરણ પથારીએ પડી. તેની જીવવાની આશા છોડી, એટલે શસ્ત્રવૈદ્યોએ

---

+ ચારે પગે અને કપાળે ધોળા વાળ હોય, તેને પંચકલ્યાણી કહે છે.

તેનું પેટ ચીરીને બાળકને કાઢી લીધો, તેથી તે બચી ગયો. તેનું નામ મૂળરાજ પાડ્યું.

**લાખાને હાથે રાજનું મરણ**—મૂળરાજ થોડો મોટો થયો એટલે તેને લઈને રાજ અને બીજ જુદા જુદા દેશમાં ફરવા લાગ્યા. તેઓ ફરતા ફરતા કચ્છના રાજા લાખા ફુલાણીના દરબારમાં જઈ ચઢ્યા. ત્યાં લાખાએ પોતાની બેનને રાજ સાથે પરણાવી. કેટલોક સમય ગયા પછી એક વખત લાખો અને રાજ કુળની મોટાઈની તકરારમાં લઢી પડ્યા. તેમાં લાખાએ રાજને મારી નાખ્યો. લાખાની બેન પોતાના ધણી પાછળ સતી થઈ. પછી બીજ પોતાના ભત્રીજા મૂળરાજને લઈને પાટણમાં આવી રહ્યો. તે વખતે તેની ઉંમર ૧૧ વર્ષની હતી.

**મામાની ગાદી પર ભાણેજ રાજા**—મૂળરાજ નાનપણથીજ ચતુર હતો. પોતાના મામાને ત્યાં રહીને તે સારી રીતે ભણીને હોશિયાર થયો. મોસાળમાં તેને બધા ભાણુભા કહીને બોલાવતા. તેનો મામો સામંતસિંહ આળસુ, દારૂડીઓ, અને જુલમી હતો, તેથી પ્રજા તેનાથી કંટાળી ગઈ હતી. રાજાને નામે અધિકારીઓ જુલમ કરતા, પણ કોઈ ફરિઆદ સાંભળતું નહિ. આ કારણથી ભાણુભાએ ઉંમર લાયક થતાં રાજકારભારમાં માથું મારવા માંડ્યું. આ વાત અધિકારીઓને ગમી નહિ, પણ તેથી પ્રજા સુખી થઈ. ધીમે ધીમે તેણે રાજસત્તા પોતાના હાથમાં લઈને ઘણા દેશો જીતીને મામાનું રાજ્ય વધાર્યું. મામાએ ભાણેજના પરાક્રમથી ખૂશ થઈને દારૂની ઘેનમાં અનેક વખત મૂળરાજને રાજ્ય સોંપ્યું હતું, અને ઘેન ઉતરતાં પાછું લીધું હતું. ત્યારપછી એક વખત તો દારૂ પીને ચકચુર બનેલા મામાએ રાજસભા બોલાવીને મૂળરાજને રાજ્યાભિષેક કર્યો. ઘેન ઉતર્યા પછી તેને ગાદી પરથી ઉઠાડી મૂકવા માંડ્યો. આ વખતે સામા થઈને તેણે મામાને અને મોસાળપક્ષમાંથી ગાદીનો દાવો કરનાર સર્વને મારી નાખ્યા. પછી પોતે નિર્ભયપણે ગુજરાતનો રાજા થયો. આ રીતે ચાવડા વંશનું રાજ્ય સોલંકી વંશમાં ગયું.

---

# ભાગ ૪થો.

## સોલંકી વંશના રાજાઓ.

### ૧૬. મૂળરાજ પહેલો.

આજથી લગભગ હજાર વરસ પહેલાં ચાવડા વંશના છેલ્લા રાજા સામંતસિંહ પાસેથી તેના ભાણેજ મૂળરાજે ગુજરાતનું રાજ્ય લઈ લીધું. તે સોલંકી કે ચાલુક્ય વંશનો હોવાથી તેના વંશના રાજાઓ સોલંકી વંશના કહેવાયા. રાજની લગામ પોતાના હાથમાં આવતાં મોસાળપક્ષમાંથી ગાદીનો દાવો કરનાર સર્વને તેણે મારી નાખ્યા. પછી શાન્તિમાં રાજ્ય કરવા ધાર્યું હતું, પરંતુ તેની એ ધારણા પાર પડી નહિ.

**અજમેર અને તેલંગણના રાજાની ચઢાઈઓ**--મૂળરાજ વગર હકે ગાદીએ બેઠો છે એમ જાણીને તેનું રાજ્ય પડાવી લેવાને ઉત્તરેથી અજમેરનો રાજા અને દક્ષિણેથી તેલંગણના રાજા તૈલપનો સરદાર બારપ એ બંને સાથે ચઢી આવ્યા. બંને શત્રુની સામા થઈ શકાશે નહિ એમ ધારી મૂળરાજ પોતાના પ્રધાનોની સલાહથી કચ્છના નાકા પર આવેલા કંથકોટના કિલ્લામાં ભરાઈ બેઠો. તેનું ધારવું એવું હતું કે હાલ ચોમાસાનો વખત છે, તેથી અજમેરનો રાજા લડાઈનાં પૂરતાં સાધન મેળવી શકશે નહિ. આથી કંટાળીને તે એની મેળે પાછો જશે. પછી બારપ એકલાને હરાવી શકાશે.

અજમેરનો રાજા મૂળરાજની ધારણા પ્રમાણે પાછો ગયો નહિ. તેણે જ્યાં મુકામ કર્યો હતો ત્યાંજ તે આખું ચોમાસું રહ્યો, અને નવરાત્રના તહેવારો પણ ત્યાંજ કર્યા. આથી મૂળરાજે પોતાના સામંતોને ભારે ઇનામો આપી લડાઈ માટે તૈયારી કરી. પછી મૂળરાજ

હાથી ઉપર બેસીને એકલો અજમેરના રાજાની છાવણીમાં ગયો, અને રાજાની સમક્ષ જઈ ઉભો. દ્વારપાળે ખબર આપી કે એ મૂળરાજ છે. અજમેરનો રાજા આથી ગભરાયો અને પૂછ્યું, તમેજ મૂળરાજ કે ? મૂળરાજે જવાબ આપ્યો, કે " મારી સાથે યુદ્ધ કરે તેવા વીર પુરુષને હું શોધતો હતો પણ તેટલામાં તમે આવી પહોંચ્યા છો, તેથી મને અતિશય આનંદ થયો છે. જો તમે વીર પુરુષ હો તો હું બારપ-ની સાથે લડાઈ કરૂં ત્યારે તમે કાયર નરની પેઠે મારી પીઠ પાછળથી હલ્લો કરતા નહિ. " એટલું કહી મૂળરાજ ઉઘાડી તલવાર સાથે હાથી પર બેસી પાછો ફર્યો. મૂળરાજની આવી હિંમત જોઈને અજમેર-નો રાજા લડયા વગરજ આબરૂભેર પાછો ગયો. પછી સામંતો સાથે તેણે બારપ ઉપર હુમલો કર્યો, અને તેને હરાવીને માર્યો. વળી તેના ૧૮ હાથી અને ૧૦,૦૦૦ ઘોડા લઈ લીધા. આથી તેનું લશ્કર પોતાના દેશ તરફ જીવ લઈને નાસી ગયું.

**ગ્રહરિપુને તાબે કર્યો**—ગ્રહરિપુ એ સોરઠ હાલ જેને કાઠિઆ-વાડ કહે છે ત્યાંનો રાજા હતો. તે પ્રભાસપટ્ટણની જાત્રાએ જનારા જાત્રાળુઓને લૂંટતો હતો. મૂળરાજે જાત્રાળુઓનું દુઃખ મટાડવાને તેને વશ કરવાનો નિશ્ચય કર્યો. પછી તેણે આબુ, મારવાડ, અને કાશીના રાજાઓને લશ્કર લઈને પોતાની મદદે બોલાવ્યા. આથી તેની પાસે ઘણું લશ્કર ભેગું થયું. આવા ભારે લશ્કર સાથે તેણે સોરઠ પર ચઢાઈ કરી. ગ્રહરિપુની મદદમાં કચ્છનો રાજા લાખો, સિંધનો રાજા, અને સોરઠના બીજા ખંડીઆ રાજાઓ પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યા હતા, તેથી તેની પાસે પણ લશ્કરનો સારો જમાવ થયો હતો. બંને લશ્કરો વચ્ચે આડકોટ આગળ ભારે યુદ્ધ થયું. ગ્રહરિપુ યુદ્ધમાં હાર્યો અને કેદ પકડાયો. પોતાના મિત્રને પકડાએલો જોઈને લાખો ક્રોધથી શત્રુના લશ્કરમાં ધસ્યો, પણ તેમાં તે મરાયો. ગ્રહરિપુની સ્ત્રીએ શરણે આવી જીવતદાન માગવાથી ગ્રહરિપુ બચ્યો, અને ખંડણી ભરવાની શરતે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું.



રિપુની સ્ત્રીની પ્રાર્થનાથી મૂળરાજે ગ્રહરિપુને જીવતદાન આપી બતાવેલી મોટાઈ

આથી મૂળરાજ સોરઠ અને કચ્છનો રાજા થયો, અને બીજું કામ એ થયું કે લાખાએ પોતાના બાપ રાજને મારી નાખ્યો હતો તેનું વેર પણ લેવાયું. ત્યારપછી તે સોમનાથ ગયો, અને પવિત્ર સોમનાથ મહાદેવનું પૂજન કરી શત્રુ પાસેથી મળેલી લુંટ તથા ૧૦૮ હાથી લઈને અણહીલપુર પાછો આવ્યો.

**લાટ+ દેશ ઉપર ચઢાઈ**—મૂળરાજે ગ્રહરિપુ તથા લાખાનાં રાજ્ય ઉપર સત્તા બેસાડી. આથી ગુજરાતની બહારના બીજા ઘણા રાજાઓ તેને નમતા આવ્યા, અને તેઓએ તેને ભેટો મોકલવા માંડી. કોઈ રાજાએ રથ, તો કોઈએ ઘોડા મોકલ્યા હતા. વળી કોઈએ સોનું તો કોઈએ રત્ન, અને કોઈએ કસ્તુરી મોકલ્યાં હતાં. લાટ દેશના રાજાએ એક હાથી મોકલ્યો હતો. આ સર્વે ભેટો એક દિવસે રાજાને બતાવવામાં આવી. તે જોઈને તે ઘણો ખુશી થયો. છેવટે લાટ દેશના રાજાએ મોકલેલો ઉગ્ર હાથી બતાવવામાં આવ્યો, પરંતુ તેને નિહાળતાંજ હાથીની પરીક્ષા કરવામાં પ્રવીણ પાટવી કુમાર ચામુંડે તેને ખોડવાળો જણાવ્યો. વળી તેણે કહ્યું કે 'જેની પાસે એ હાથી હોય તેનો એ નાશ કરાવે.' આથી રાજાએ તે હાથીને લાટ દેશ પાછો મોકલાવ્યો, અને લાટ દેશના રાજા ઉપર તેણે ઘણો ક્રોધ કર્યો. પછી તેને સજા કરવાને મૂળરાજે પોતાના પાટવી કુંવર ચામુંડને લશ્કર આપી આગળ મોકલ્યો, અને પાછળથી પોતે પણ ગયો. રસ્તામાં તેને ખબર મળી કે ચામુંડે લાટેશને હરાવીને માર્યો છે, તેથી રાજા ખૂશ થયો. પછી તેઓ બંને રાજધાની તરફ પાછા ફર્યા.

**રુદ્રમાળ**—મૂળરાજે પોતાના મામા તથા બીજાં સગાંવહાલાંને વિના અપરાધે મારી નાખ્યાં હતાં, તેથી ઘડપણમાં તેને ઘણોજ પસ્તાવો થતો હતો. પોતે કરેલાં પાપમાંથી મુક્ત થવાને તેણે ઘણાં ધર્મનાં સ્થાનક બંધાવવાં શરૂ કર્યાં હતાં. સિદ્ધપુરમાં તેણે સરસ્વતી નદીને તીરે મહાદેવનું ઘણું મોટું દેવાલય બંધાવ્યું હતું તેને રુદ્રમાળ કહે છે.

---

+ મહી અને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશને તે વખતે લાટ દેશ કહેતા.

જ્યારે એ બંધાવ્યું ત્યારે સાત માળનું ઉંચું, તદ્દન પત્થરથી બાંધેલું, અને ઉંચી જાતની કારીગરીવાળું હતું. હજારો બ્રાહ્મણો તે દેવાલયમાં બેસી નિરંતર પાઠપૂજા કરતા, અને બ્રહ્મભોજન થયા કરતાં. રાજગાદી છોડયા પછી મરતાં સુધી મૂળરાજે અહીંજ પ્રભુભક્તિમાં પોતાનો વખત કાઢયો હતો. હાલમાં તો આ મહા દેવાલયની નિશાની તરીકે ચારેક થાંભલા અને બેએક કમાન ખંડેર હાલતમાં નજરે પડે છે, તે પણ પડુ પડુ થઈ રહ્યાં છે. તેમને ટકાવી રાખવાને સરકારે લોઢાના પાટા જડી દીધેલા છે. તેની આ સ્થિતિ પણ તેની અસલની મોટાઈની સાક્ષી પૂરે છે.

**ધર્મદાન**—વૃદ્ધાવસ્થામાં મૂળરાજ પોતાનો ઘણોખરો વખત સિદ્ધપુરમાંજ ગાળતો હતો. અહીં રહીને તેણે બ્રાહ્મણોને ઘણાં દાન કર્યાં. તેણે પરદેશથી ઘણા બ્રાહ્મણોને તેડાવી સિદ્ધપુરમાં રાખ્યા હતા. ઉત્તરે કુરુક્ષેત્રથી આવેલા બ્રાહ્મણો ઔદિચ્ય, કનોજથી આવેલા કનોજીઆ, અને બંગાળાના ગૌડ પ્રાન્તમાંથી આવેલા તે શ્રીગોડ કહેવાયા. રાજાએ ઔદિચ્ય બ્રાહ્મણોને સિદ્ધપુર, શ્રીગોડ બ્રાહ્મણોને ખંભાત, અને બીજા બ્રાહ્મણોને સિહોર, એ ગામો દાનમાં આપ્યાં હતાં.

---

## ૧૭. ભીમદેવ પહેલો અથવા ભીમ બાણાવળી.

મળરાજ પછી ગુજરાતની ગાદીએ ત્રણ રાજા થયા, પરંતુ તેમના વખતમાં કંઈ જાણવા લાયક બનાવો બન્યા નથી. તેમના પછી નાગરાજનો કુંવર **ભીમ** રાજા થયો. તેની પહેલાં થઈ ગએલા રાજાઓ કરતાં **ભીમ** વધારે બળવાન અને પરાક્રમી હતો. રાજની લગામ હાથમાં આવતાંજ તેણે પ્રથમ ચોર તથા લુંટારા લોકોને યુક્તિથી પકડી કાઢી કેદ કર્યાં, અને રાજ્યમાં શાન્તિ ફેલાવી. આથી તમામ પ્રજા તેનાં વખાણ કરવા લાગી.

**સોમનાથ મહાદેવ**—હાલમાં કાઠિઆવાડની દક્ષિણે પ્રભાસપાટણ નામે શહેરમાં સોમનાથ મહાદેવનું એક નાનું દેવાલય છે. તે

દેવાલયની આજુબાજુનાં ખંડેર પરથી જણાય છે કે ત્યાં અગાઉ ઘણું મોટું અને પ્રાચીન દેવાલય હતું. આ દેવળનું ઉંચું શિખર આકાશમાં ડોકીઆં કરતું હતું, તેના ઉપરના સોનાના કળશ ઝળહળી રહ્યા હતા, અને ભગવી ધજા ફરફર ઊડતી હતી. દેવળને સીસાથી જડેલા સાગના છપ્પન થાંભલા હતા. મૂર્તિ એક અંધારા ઓરડામાં હતી. મૂર્તિની ઉંચાઈ પાંચ હાથ અને તેને ફરતો ઘેરાવો ત્રણ હાથ હતો. આટલી તો બહાર દેખાતી હતી, પરંતુ એ સિવાય બે હાથ જમીનમાં દાટેલી હતી. મૂર્તિની પાસે ૨૦૦ મણ સોનાની સાંકળ લટકાવેલી હતી, અને એ સાંકળને નાની મોટી ઘંટડીઓ લટકાવેલી હતી. દરવાજે સુખડનાં સુંદર કારીગરીવાળાં કમાડ હતાં.

દરેક ગ્રહણના દિવસે લગભગ એક લાખ હિન્દુઓ જાત્રાર્થે ભેગા થતા હતા, અને હિન્દની કીમતી ચીજો મહાદેવને ભેટ ધરતા. આથી દેવાલયમાં ઘણાં મૂલ્યવાન અને પાણીદાર રત્નો એકઠાં થયાં હતાં. વળી એવું કહેવાય છે કે ૧૨૦૦ માઇલ દૂર આવેલી પવિત્ર ગંગા નદીનું જળ સોમનાથ મહાદેવની મૂર્તિને સ્નાન કરાવવાને દર રોજ લાવવામાં આવતું. હજારો બ્રાહ્મણો મહાદેવની પૂજા કરતા, અને જાત્રાળુઓને પૂજા કરાવતા. જાત્રાળુઓની હજામત કરવાને ત્રણસેં તો હજામો કામે વળગતા. દેવળને દરવાજે સાડીત્રણસો ગવૈયા ગાવાને બેસતા, અને તે બધાને દર રોજ નક્કી કરેલો પગાર મળતો. આ પ્રમાણે સોમનાથ મહાદેવની જાહોજલાલી હતી. તે દેવળનો મહંમૂદ ગીજનીએ ભીમદેવ રાજાના વખતમાં નાશ કર્યો.

**મહંમૂદ ગીજની**—ગુજરાતમાં જે વખતે ભીમદેવ રાજ્ય કરતો હતો, તે વખતે હિન્દની વાયવ્ય કોણમાં આવેલા અફઘાનિસ્તાન દેશમાં મહંમૂદ ગીજની નામે સુલતાન રાજ્ય કરતો હતો. તે જ્યારે નાનો હતો ત્યારે હિન્દનો કીમતી માલ વેપારીઓ ઊંટ પર લાદીને તેના દેશમાં થઈને પરદેશમાં લઈ જતા. આ વેપારીઓ સાથે તે વાતો કરતો. તેઓ તેને હિન્દનાં મોટાં શહેરો અને દોલતથી

ભરેલાં દેવાલયો વિષેની તમામ હકીકત કહેતા. તે વખતે તે કહેતો કે "જ્યારે હું સુલતાન થઈશ ત્યારે આ બધી દોલત અને તમામ કીમતી ચીજો ગીજનીમાં લાવીશ." ત્રીસ વર્ષની ઉંમરે તે સુલતાન થયો, એટલે તેણે જેમ કહ્યું હતું તેમ કરવાનું શરૂ કર્યું. તેણે ઉત્તર હિન્દ ઉપર નાની મોટી અનેક સંવારીઓ કરીને દેવાલયો તોડ્યાં, મૂર્તિઓ ભાગી, અને અઢળક દ્રવ્ય ગીજનીમાં લઈ ગયો.

**સોમનાથ ઉપર ચઢાઈ**—મહંમૂદ ગીજની જ્યારે ઉત્તરમાં જીત મેળવતો હતો અને મૂર્તિઓનો નાશ કરતો હતો, ત્યારે હિન્દુઓ કહેતા હતા કે એ મૂર્તિઓ ઉપર સોમનાથનો કોપ થયો છે. જો તેમના પર સોમનાથ મહાદેવ પ્રસન્ન હોય તો તેમનો કોઈથી પણ નાશ થઈ શકે નહિ. જ્યારે આ વાત મહંમૂદના સાંભળવામાં આવી, ત્યારે તેણે સોમનાથ પર ચડાઈ કરી તેનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. તેની ધારણા એવી હતી કે હિન્દુઓને જ્યારે માલમ પડશે કે તેઓ સોમનાથની ભક્તિ કરે છે તે નકામી છે, ત્યારે તેઓ 'ઇસ્લામ ધર્મ' અંગીકાર કરશે.

દેવળની દોલત લૂંટવાના અને મૂર્તિનો નાશ કરી હિન્દુઓને મુસલમાન બનાવવાના લોભમાં તેણે ઇ. સ. ૧૦૨૪માં એટલે આજથી લગભગ નવસો વર્ષ પર સોમનાથ પર ચઢાઈ કરી. સુલતાનને રસ્તે થઈ એક મોટું રણ ઓળંગી, રસ્તામાં ગળતાં રજપુતોનાં ટોળાંને નસાડતો તે ઓચિંતો અણહીલપુર તરફ ધસી આવ્યો. રાજા ભીમ પોતાની રાજધાનીમાંથી ઉતાવળે નાસી ગયો, અને લડાઈની તૈયારી કરવાને કંથકોટના નિર્ભય કિલ્લામાં ભરાયો. આથી મહંમૂદને અણહીલપુર કબજે કરતાં વાર લાગી નહિ. પછી ત્યાંથી ઉપડી મહંમૂદે સોમનાથને ઘેરો ઘાલ્યો. પહેલે દહાડે તો ત્યાંના રહેવાસીઓએ હિંમતથી ટક્કર ઝીલી; પરંતુ બીજે દિવસે તેઓ ઢીલા પડી ગયા, અને મહાદેવને પગે પડી પોતાની વહારે ધાવા પ્રાર્થના કરવા લાગ્યા. આ તકનો લાભ લઈને મહંમૂદ કેટલાક લશ્કરી માણસો સાથે

નીસરણી મુકીને કોટ ઉપર ચઢી ગયો, પરંતુ એટલામાં તો રજપુતો મહાદેવના રક્ષણાર્થે 'હર હર મહાદેવ'નો અવાજ કરતા ટોળાબંધ આવી પહોંચ્યા. આથી મુસલમાનોને પાછું હઠવું પડ્યું. ત્રીજે દિવસે ભીમદેવ પણ તૈયારી કરીને આવી પહોંચ્યો, એટલે રજપુતો બહુ જોરમાં આવી ગયા; પરંતુ મહંમૂદે જાતે પોતાના લશ્કરને ઉશ્કેરીને એવું તો શૂર ચઢાવ્યું કે તમામ અફઘાનો 'દીન દીન' પોકારતા રજપુતો ઉપર તૂટી પડયા. તેમણે ઘણા રજપુતોને કતલ કર્યા. આ વખતે રજપુતો સિવાયની બીજી પ્રજામાંથી લડાયક જુસ્સો તદન નરમ પડી ગયો હતો, તેથી બીજી પ્રજા તરફથી તેમને લડાઈમાં મદદ મળી શકી નહિ. આથી બાકીના રજપુતો નાસી ગયા.

પછી મહંમૂદ દેવળમાં દાખલ થયો, એટલે પૂજારીઓ કંપવા લાગ્યા. તેમણે સોમનાથની મૂર્તિને બચાવવાને સુલતાનને ઘણા કાલાવાલા કર્યા, અને તેમ કરે તો તેને પુષ્કળ દ્રવ્ય આપવા કહ્યું. તેણે ક્રૂર સાદે જવાબ આપ્યો, કે "હું મૂર્તિઓનો વેચનાર નથી, પણ હું તો મૂર્તિઓનું ખંડન કરનાર મહંમૂદ છું." એમ કહીને તેણે મૂર્તિ પર લોઢાની ડાંગ વડે જોરથી ઘા કર્યો, તેથી મૂર્તિના કકડા થઈ ગયા. પછી મહંમૂદ સોમનાથમાંથી પુષ્કળ દ્રવ્ય લૂંટીને અફઘાનિસ્તાન લઈ ગયો. વળી તેની સાથે ઘણા ચતુર કારીગરોને પણ લઈ ગયો હતો. આ કારીગરોની મદદથી તેણે ગીજનીને સુંદર શહેર બનાવ્યું હતું. દેવળમાંથી સુલતાનને ઘણું દ્રવ્ય મળ્યું, પણ હિન્દુઓને મુસલમાન બનાવવાની તેની ધારણા પાર ન પડી.

**સિંધ અને બુંદેલખંડ પર ચઢાઈઓ**—એક વાર ભીમના કેટલાક વિશ્વાસુ માણસોએ આવીને તેનાં વખાણ કરીને કહ્યું, કે ફક્ત બેજ રાજાઓ તમારી કીર્તિને ધિક્કારે છે. એક સિંધનો રાજા અને બીજો ચેદી અથવા બુંદેલખંડનો રાજા. આથી આ બે રાજાને ભીમદેવ પોતાના દુશ્મન ગણતો હતો. પ્રથમ તેણે સિંધના રાજા હમ્મુક પર ચડાઈ કરી. લડાઈમાં તેણે ચતુરાઈ અને બહાદુરી બતાવી સામા

પક્ષમાંથી પ્રથમ ઘણા માણસોને પકડીને કેદ કર્યા. પછી તેણે એકદમ રાજા પર હલ્લો કરી તેને પકડીને કેદ કર્યો. સિંધના રાજાએ તાબેદારી કબુલ કરી, એટલે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

ત્યારપછી તેણે ચેદીના રાજા કરણ ઉપર ચઢાઈ કરી. રાજા કરણે ડરી જઈને અને લડાઈથી પોતાના મુલકની ખરાબી થશે એમ જાણીને ખંડણી આપવાનું કબુલ કર્યું. વળી તે ઉપરાંત કેટલીક કીમતી ચીજોનું નજરાણું મોકલ્યું; અને માળવાના રાજા ભોજ પાસેથી જે સોનાની પાલખી લીધી હતી તે ભેટ આપી. આથી સંતોષ પામીને ભીમ અણહીલપુર પાછો ફર્યો. ભેટમાં મળેલી સોનાની પાલખી તેણે સોમનાથ મહાદેવને ભેટ આપી.

**ભોજ સાથે લડાઈ**—ભીમદેવ જ્યારે સિંધ ઉપર ચઢાઈ લઈ ગયો હતો, ત્યારે માળવાના રાજા ભોજનો સરદાર કુલચંદ્ર ગુજરાત ઉપર ચઢી આવ્યો હતો. તે વેળા રાજકારભાર સાંતુ નામે પ્રધાનના હાથમાં હતો. તેની પાસે બચાવ કરવાને પૂરતાં સાધન નહોતાં. આથી કુલચંદ્ર અણહીલપુરમાં દાખલ થયો, અને તે નગર લૂંટયું. પછી પોતાની જીતની નિશાની તરીકે રાજમહેલના દરવાજા આગળ કોડીઓ દટાવી તથા જયપત્ર લખાવી લઈ માળવે પાછો ગયો. ત્યાં ભોજ રાજાએ તેનો સારો સત્કાર કર્યો, પણ રાજમહેલ આગળ મીઠું દાટવાને બદલે કોડીઓ દાટી તેથી તેને ઠપકો આપ્યો. તેણે સમજાવ્યું કે એથી તો ઉલટા ગુજરાતના રાજાને સારા શુકન થયા; કારણ કે એ એવું સૂચવે છે કે આગળ ઉપર માળવાનું ધન ગુજરાતમાં જશે.

ત્યારપછી એક વખતે માળવામાં દુકાળ પડવાથી ઘણી મોંઘવારી થઈ ગઈ. આથી ભોજ રાજા ગુજરાત ઉપર ચઢાઈ કરવા તૈયાર થયો, પરંતુ ભીમદેવના પ્રતિનિધિ દામરે તેનો વિચાર પેશ જવા દીધો નહિ. તેણે માળવા અને તૈલંગણના રાજાઓ વચ્ચે જુનું વેર ચાલતું હતું તે યાદ કરાવી ભોજને તૈલંગણ ઉપર ચઢાઈ કરવા ઉશ્કેર્યો. ભોજ રાજા તૈલંગણ ઉપર ચઢાઈ કરવા ગયો, એટલે લાગ

સાધી ભીમદેવે માળવા પર ચઢાઈ કરી. આથી ભીમે કહી તેવી શરતો કબુલ કરીને તેની સાથે સલાહ કરી.

**વિમળશાહ અને ઢુંઢુરાજ**—ભીમદેવના વખતમાં આબુ ઉપર અચળેશ્વર ગઢમાં ઢુંઢુરાજ નામે પરમાર રાજા રાજ્ય કરતો હતો. તેના પૂર્વજો અણહીલવાડના તાબામાં હતા, પરંતુ આ રાજાએ ભીમની તાબેદારી તજી દઈને ભોજની સાથે મિત્રતા કરી. આથી ભીમે પોતાના સેનાપતિ વિમળશાહને લશ્કર આપી તેને તાબે કરવાને આબુ ઉપર મોકલ્યો. બંને વચ્ચે ભારે યુદ્ધ મચ્યું. તેમાં ઢુંઢુરાજ હારી ગયો, તેથી તાબે થયો, અને આબુનું ચિત્રકૂટ નામનું રમણીય શિખર વિમળશાહને આપી દીધું. અહીં ઇ. સ. ૧૦૩૨માં વિમળશાહે આરસપહાણનાં સુંદર જૈન દહેરાં બંધાવ્યાં છે. તે દહેરાં 'દેલવાડાનાં દહેરાં' એ નામથી જાણીતાં છે.

તે દહેરાં બંધાવ્યાને આજે લગભગ નવસેં વરસ થયાં છે, છતાં તેની કોતરણી અને સુંદરતા જેવી ને તેવીજ જોવામાં આવે છે. આથી હજારો જૈનો જાત્રાર્થે અને ઘણા પરદેશી અને પરધર્મીઓ નિરીક્ષાર્થે ત્યાં જાય છે.

**વીસળદેવની ગુજરાત પર ચઢાઈ**—અજમેરનો રાજા વીસળદેવ તે વખતે રજપુત રાજાઓમાં આગેવાન ગણાતો હતો, તેથી તેના રાજમાં ઘણા રાજકુંવરો નોકરી રહ્યા હતા. સોમનાથ મહાદેવનું રક્ષણ કરવાને તે મહંમૂદ સાથે લડ્યો હતો. સુલતાન મહંમૂદના મરણ પછી હિન્દના જે ભાગો મુસલમાનોએ જીત્યા હતા, તે પાછા મેળવવાને અને મુસલમાનોને હિન્દમાંથી હાંકી કાઢવાને વીસળદેવની આગેવાની નીચે તમામ રજપુત રાજાઓએ સંપ કર્યો, પરંતુ તેમાં ભીમદેવ ભળ્યો નહિ. પ્રથમ વીસળદેવે મુસલમાનોને હરાવી હાંકી કાઢયા. પછી ત્યાંથી પાછા ફરીને તેણે ગુજરાત ઉપર સવારી કરી. વીસળદેવ રાજાનું સૈન્ય ગામડાં લૂંટતું અને બાળતું પાટણ નજીક આવી પહોંચ્યું, એટલે ભીમદેવ લશ્કર લઈને લડવાને સામો થયો.

બંને વચ્ચે ભયંકર લડાઈ ચાલી, અને સૈનિકોના લોહીથી રણભૂમિ ખરડાઈ ગઈ. ઘણી બહાદુરી બતાવતાં છતાં ભીમ હાર્યો અને ઘવાયો. તેનું લશ્કર પણ થાકી ગયું હતું. આથી તેના પ્રધાનોએ સમજાવીને સલાહ કરાવી. **વીસળદેવ** રાજાએ જે સ્થળે લડાઈ થઈ હતી તે સ્થળે પોતાના નામનું નગર વસાવવા દેવાની શરતે સલાહ કરી અને પુષ્કળ નજરાણું લીધું. પછી તે પોતાને દેશ ગયો, અને થોડી મુદત પછી ત્યાંથી પાછા આવીને **વીસળનગર** હાલ જેને **વીસનગર** કહે છે તે શહેર વસાવ્યું. હાલ તે કડી પ્રાંતમાં ગાયકવાડના તાબામાં છે.

**ભીમદેવની રાણીઓ અને રાજકુંવરો**—ભીમદેવને ત્રણ રાણીઓ હતી. બકુલાદેવી, ઉદયામતી, અને એક ત્રીજી. ઉદયામતીએ અણહીલપુરમાં એક વાવ બંધાવી હતી, તે હજી પણ રાણીની વાવ તરીકે ઓળખાય છે. આ રાણીઓમાંથી બકુલાદેવીને પેટે ક્ષેમરાજ, ઉદયામતીને પેટે કરણ, અને ત્રીજી જેનું નામ જાણવામાં આવ્યું નથી તેને પેટે મૂળરાજ, એ પ્રમાણે ત્રણ કુંવરો હતા.

**રાજકુમાર મૂળરાજ અને ખેડુતો**—ભીમદેવના રાજઅમલમાં એક સાલ વરસાદ નહિ વરસવાથી ખેતરોમાં બીલકુલ પાક થયો નહિ. આથી ડંડાહી અને વિશોપક ગામના કણબી–ખેડુતો રાજાને ઠરાવેલો ભાગ આપી શક્યા નહિ. રાજાએ એક તલાટીને તપાસ કરવા મોકલ્યો. તેણે જઈને જે ખેડુતો પાસે રાચરચીલું ઇત્યાદિ કંઈ પણ માલમ પડ્યું, તેમને રાજધાનીમાં પકડી આણીને રાજા પાસે રજુ કર્યા. તલાટીએ આ બિચારા ખેડુતો શું ખાશે તેનો જરા પણ વિચાર કર્યો નહિ. મહેલ પાસે ખેડુતો ડરતા ડરતા પોતાના દુઃખની વાતો કરતા હતા, તેવામાં રાજકુંવર મૂળરાજ ફરતો ફરતો ત્યાં આવી ચઢ્યો. તેણે તેમના દુઃખની કેટલીક વાતો સાંભળી, અને કેટલીક પૂછપરછ કરીને જાણી લીધી. તપાસ કરતાં તેને જણાયું કે કેટલાકના ઘરમાં તો એક ટંકનું પણ ખાવાનું નથી, અને તેઓ મજુરી કરીને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવે છે.

આવી વાતો સાંભળીને કુંવરની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેથી તેણે કોઈ પણ રીતે તેમને છોડાવવાનો નિશ્ચય કર્યો. પછી તરતજ તેણે ઘોડા ઉપર બેસવાની પોતાની કળાથી રાજાને ખુશ કર્યો. રાજાએ ઇનામ માગવા કહ્યું, ત્યારે રાજા પાસે માગણી કરી કે પેલા ખેડુતોને છૂટ આપો. રાજાએ આ માગણી સ્વીકારી, અને ખેડુતો ખુશી થતા ઘેર ગયા. ત્યારપછી ત્રીજે દિવસે મૂળરાજ મરણ પામ્યો. બીજે વરસે સારો વરસાદ થવાથી પુષ્કળ અનાજ પાક્યું; તેથી ખેડુતો ગયા વર્ષનો અને ચાલતા વર્ષનો ભાગ રાજાને આપવા આવ્યા. ગયા વર્ષનો ચઢેલો ભાગ રાજાએ લેવાને ના પાડી, પરંતુ ખેડુતોએ આપવાને અતિશય આગ્રહ કર્યો. આથી રાજાએ બંને પક્ષ રાજી રહે એવો ઠરાવ કરવાને પંચ નીમ્યું. પંચે ઠરાવ કર્યો કે બંને વર્ષનો ભાગ રાજાએ લેવો, અને તે દ્રવ્ય મૂળરાજના પુણ્યાર્થે ત્રિપુરુષ–પ્રાસાદ નામનું નવું દેવાલય બંધાવવામાં વાપરવું. ધન્ય છે. એવા રાજાઓને, અને ધન્ય છે તેવા ખેડુતોને!

**તીર્થવાસ**—પોતાની વૃદ્ધાવસ્થાને લીધે ભીમદેવે પોતાના પાટવી કુંવર ક્ષેમરાજને રાજ્ય સોંપી પોતે ઈશ્વરભક્તિ કરવા માટે તીર્થસ્થળ-માં જઈ રહેવાનો વિચાર જણાવ્યો. ક્ષેમરાજને રાજ્યની ઉપાધિ કરતાં પ્રભુભક્તિમાં શાન્તિમાં દિવસો ગુજારવાનું વધારે પસંદ હોવાથી તેણે રાજ્ય લેવાને ના પાડી. આથી બીજા પુત્ર કરણને રાજ્ય સોંપી પોતે તીર્થસ્થળમાં જઈ રહ્યો.

ભીમદેવના મરણ પછી ક્ષેમરાજ પણ સરસ્વતી નદીને તીરે આવેલા પવિત્ર સ્થાનમાં જઈ રહ્યો હતો. આ સ્થળ દેથળી ગામની પાસે હતું. કરણ રાજાએ ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને એ ગામ આપ્યું હતું, કારણ કે તેથી પોતાના પિતાની વૃદ્ધાવસ્થામાં તેમની સેવા કરવાનું તેનાથી બની શકે.

## ૧૮. કરણ.

**મીનલદેવી સાથે લગ્ન**—કરણ કર્ણાટકના રાજા જયકેશીની કુંવરી મીનલદેવી સાથે પરણ્યો હતો. કરણે કન્યાને પ્રથમ જોઈ નહોતી; પરંતુ કન્યાએ પોતેજ પોતાને હાથે ચીતરેલી છબી ભાટ સાથે મોકલેલી તે તેણે જોઈ હતી. છબીમાં તેણે પોતાને ઘણીજ સ્વરૂપવાન ચીતરીને ભૂલથાપ ખવરાવી હતી. રાજાએ લગ્ન પછી તેને જોઈ, ત્યારે તેણે જાણ્યું કે તેનામાં રૂપ તો કંઈજ નથી. આથી ઘણા દહાડા સુધી તો તેણે તેનું મોં પણ જોયું નહિ. વખત જતાં રાજાના જાણવામાં આવ્યું કે તેનામાં રૂપ તો નથી, પણ સદ્‌ગુણ ઘણા છે. આથી તેણે રાણી સાથે પ્રીતિ બાંધી. રાણી શેતરંજ રમવામાં હોશિયાર હતી, અને રાજાને પણ એ રમતનો શોખ હતો તેથી પ્રીતિમાં વધારો થયો હતો. આ રાણીને પેટે સિદ્ધરાજ નામે કુંવર જન્મ્યો હતો. તેનો જન્મ પાલણપુરમાં થયો હતો.

**લુટારાનો નાશ**—ગુજરાતમાં પ્રથમ ભીલ કોળીની વસ્તી વિશેષ હતી, અને હજી પણ કેટલાંક ગામમાં છે. તેમાંના કેટલાક મેવાસી કહેવાતા. આ લોકો લુટારાનો ધંધો કરી રૈયતને હેરાન કરતા હતા. તેમને વશ કરવાનો કરણ રાજાએ વિચાર કર્યો. આ વખતે ધંધુકામાં ધનમેર નામનો એક કોળી સરદાર હતો. તેની પાસે આઠ હાથીની સમૃદ્ધિ હતી. કરણે પ્રથમ તેને વશ કર્યો. ત્યારપછી હાલ અમદાવાદ પાસે જ્યાં અસારવા ગામ છે, ત્યાં અશાવલી નામે ગામ હતું, અને ત્યાં આશો ભીલ નામનો સરદાર વસતો હતો. તેની પાસે એક લાખ લુટારા હતા. એ સરદાર પર કરણ રાજાએ ઓચિંતો હલ્લો કરીને તેને ઠેર માર્યો. આ રીતે બે આગેવાન લુટારાઓ મરાવાથી બીજાઓ શાન્ત બની ગયા.

**લોકોપયોગી કામો**—કરણ રાજાના વખતમાં બીજાં રાજ્યો સાથે લડાઈઓ થઈ નહોતી, તેથી રાજ્યમાં શાન્તિ ફેલાઈ હતી. આ શાન્તિના વખતમાં તેણે રૈયતને ઉપયોગી થઈ પડે તેવાં બાંધ-

કામો કરાવવામાં પોતાનો વખત કાઢયો હતો. પાટણમાં તેણે કરણમેરુ નામનું દેવળ બંધાવ્યું હતું. વળી સાબરમતી નદીના કાંઠા ઉપર કરણાવતી+ નગર વસાવ્યું હતું, અને તેમાં શોભા માટે તેમજ લોકોના સુખ અર્થે તળાવ, વાવ, કુવા, અને બાગબગીચા બંધાવ્યા હતાં. મોઢેરા ગામમાં કરણસાગર નામનું તળાવ અને કેટલાંક દેવાલય તેણે બધાવ્યાં હતાં. વળી ગીરનાર ઉપર એક દેવળ બંધાવ્યું હતું તે આજ પણ તેના નામ ઉપરથી કરણવિહાર કહેવાય છે.

## ૧૯. સિદ્ધરાજ જયસિંહ.

**દેખાવ**—સિદ્ધરાજ શરીરે કદાવર હતો. તેના હાથના પોંચા આંગળીઓથી કાંડા સુધી શામળા રંગે હતા; અને બાકીના આખા શરીરનો રંગ ઉજળો હતો.

**રાજ્યાભિષેક**—સિદ્ધરાજ ત્રણેક વર્ષનો થયો, ત્યારે રમતમાં પોતાની મેળે રાજ્યાસન પર ચઢી બેઠો. તે જોઈને રાજાએ જોશીઓને બોલાવી પૂછ્યું કે રાજ્યાભિષેક માટે આ સમય કેવો છે? તેમણે જવાબ આપ્યો, કે " મહારાજ, આ વખતે જે રાજા ગાદીએ બેસે તે ચક્રવર્તી થાય રાજા એવું ઉત્તમ મુહૂર્ત ( મહુરત ) છે. આથી કરણ રાજાએ તેજ વખતે સિદ્ધરાજનો રાજ્યાભિષેક કર્યો. તેને ગાદીએ બેસાડયા પછી કરણ થોડા વખતમાં મરણ પામ્યો.

**મદનપાળનો ત્રાસ**—સિદ્ધરાજ નાની ઉંમરનો હોવાથી રાજ્યની લગામ કરણના મામા મદનપાળના હાથમાં હતી. રાજસત્તાના તોરમાં તેણે પ્રજા પર ઘણો જુલમ કર્યો. લીલા નામે રાજવૈદ્યને દુઃખ દઈને તેની પાસેથી બાત્રીસ હજાર રૂપીઆ લીધા. આથી લોકો ત્રાહે ત્રાહે પોકારવા લાગ્યા. થોડા વખતમાં સાંતુ નામના પ્રધાને યુક્તિથી મદનપાળને તેનાજ સિપાઈઓ પાસે મારી નંખાવ્યો.

---

+ આ નગરનાં ખંડેર હાલ અમદાવાદની દક્ષિણે રણમુક્તેશ્વર મહાદેવના દહેરા પાસે જોવામાં આવે છે.

ત્યારપછી સર્વ રાજસત્તા બાળરાજાની માતા **મીનલદેવીએ** પોતાના હાથમાં લીધી.

**મીનલદેવીનો રાજકારભાર—મીનલદેવીએ** પોતાના રાજઅમલમાં **સાંતુ, ઉદયન, અને મુંજાલ,** એ ત્રણ પ્રધાનોની સહાયતાથી ઘણી સારી રીતે કારભાર કર્યો હતો. તેણે પોતાના કારભાર દરમિઆન લોકોના સુખને માટે બે મોટાં તળાવ બંધાવ્યાં હતાં. પોતાના નામ ઉપરથી એકનું નામ **મીનલસર** અને બીજાનું નામ મલાવ રાખ્યું છે. **મીનલસર** અથવા મુનસર **વીરમગામમાં છે,** અને મલાવ ધોળકામાં છે.

મલાવ તળાવ વિષે એવી વાત ચાલે છે, કે તળાવ કેવા આકારનું બંધાવવું તેને માટે પ્રથમ નકશો તૈયાર કરાવ્યો, અને રાણીએ તે પસંદ કર્યો; પરંતુ જે સ્થળે તળાવ બંધાવવાનું હતું તેની પૂર્વ બાજુએ એક બાઈનું ઘર હતું. તે ઘર આપવાને તેણે ના કહી. તેટલી જમીન વગર તળાવનો આકાર બગડે તેમ હતું, તેથી રાણીએ તેમજ લોકોએ જમીન આપવાને તે બાઈને ઘણી સમજાવી, છતાં તેણે માન્યું નહિ. ઉલટું તેણે જવાબ આપ્યો કે તળાવ બંધાવવાથી રાણીની જેટલી નામના થશે તેટલી મારી નામના ઘર આપવાની ના પાડવાથી થશે. રાણીએ ધાર્યું હોત તો બળાત્કારે તે જમીન લઈ શકત; પરંતુ રૈયતની કોઈ પણ પ્રકારે લાગણી દુખાય તે ઠીક નહિ લાગવાથી રાણીએ તેમ કર્યું નહિ, અને તળાવ વાંકું બંધાવ્યું. આ બનાવથી અત્યારે પણ લોકોમાં કહેવત ચાલે છે કે **'ન્યાય જોવો હોય તો જુઓ મલાવ તળાવ.'**

**સોમનાથનો જાત્રાવેરો માફ કર્યો**—સિદ્ધરાજ પાકી ઉંમરનો થયો, એટલે રાજસત્તા તેને સોંપીને **મીનલદેવી સોમનાથની** જાત્રાએ નીકળી પડી. ગુજરાત અને કાઠિઆવાડની સરહદ ઉપર ધોળકાથી વીસ માઇલ છેટે *ભોલાદ ગામ છે, ત્યાંસુધી તે આવી

* આ ગામે જ્યાં જાત્રાવેરો લેવાતો તે જગા હાલ પણ દાણીનો આરો એ નામથી ઓળખાય છે.

પહોંચી. અહીં તેના જાણવામાં આવ્યું કે આ જગાએ સોમનાથના જાત્રાળુઓ પાસેથી અણહીલપુરના રાજાઓ કર લે છે. જે જાત્રાળુઓ કર આપી શકતા નથી તેમને નિરાશ થઈ પાછા જવું પડે છે. જાત્રાળુઓના દુઃખથી રાણીને એટલું બધું લાગી આવ્યું કે તે ત્યાંથીજ પાટણ તરફ પાછી વળી; અને સિદ્ધરાજ એ તરફ આવતો હતો તેને મળી. સિદ્ધરાજે પાછા ફરવાનું કારણ પૂછ્યું. મીનલદેવીએ જાત્રાળુઓને પડતી મુસ્કેલીઓ સમજાવી, અને પ્રતિજ્ઞા લીધી કે " જાત્રાળુ વેરો તું બંધ નહિ કરે ત્યાંસુધી હું ખાઈશ નહિ." સિદ્ધરાજે તરતજ ભોલાદના ખજાનચીને બોલાવી તેની ઉપજની તપાસ કરાવી, તો જાત્રાળુ વેરાની ઉપજ ૭૨ લાખ રૂપીઆ માલમ પડી. આટલી મોટી ઉપજનું નુકસાન છતાં તેણે પોતાની માતાના વચનની ખાતર તે કર માફ કરી દીધો. પછી મીનલદેવી સિદ્ધરાજ સાથે સોમનાથ ગઈ. ત્યાં યથાવિધિ મહાદેવનું પૂજન કરી એક હાથી, તથા પોતાની તુલા જેટલું સોનું, અને બીજી કીમતી ચીજો ભેટ કરી.

**માળવા પર ચઢાઈ**—જ્યારે મીનલદેવી અને સિદ્ધરાજ સોમનાથની જાત્રા કરવામાં રોકાયાં હતાં, ત્યારે માળવાના રાજા યશોવર્માએ અણહીલપુર ઉપર ચઢાઈ કરી હતી. આ વખતે સિદ્ધરાજની વતી સાંતુ નામે પ્રધાન કારભાર કરતો હતો. તેની પાસે સામા થવાને પૂરતાં સાધન નહિ હોવાથી શત્રુ રાજાને ધન આપી પાછો કાઢયો. જાત્રા કરીને પાછા ફરતાં સિદ્ધરાજે આ વાત જાણી ત્યારે તે ઘણો ક્રોધે ભરાયો. તેણે તરતજ માળવા પર ચઢાઈ કરી. માળવાની રાજધાની ધારાનગરીને બાર વર્ષ સુધી ઘેરો ઘાલીને તે પડયો રહ્યો, પણ ફાવ્યો નહિ. લાંબી મુદત સુધી જીત નહિ થવાથી તે થાકી ગયો હતો, પણ એવામાં તેને ખબર મળી કે દક્ષિણ તરફને દરવાજેથી હલ્લો કરવામાં આવે તો ફાવી શકાય. આથી સિદ્ધરાજ પોતાના હાથી ઉપર બેસી તે તરફ ગયો. હાથીએ ધક્કો મારી લોઢાની

સાંકળથી બંધ કરેલો દરવાજો તોડી નાખ્યો+. આ પ્રમાણે રસ્તો થવાથી સિદ્ધરાજ ફોજ સાથે ધારાનગરીમાં દાખલ થયો. યશોવર્મા સૈન્ય સાથે સામો થઈ બહાદુરીથી લડયો, છતાં કેદ પકડાયો. સિદ્ધરાજે તેને લાકડાના પાંજરામાં પૂરીને પોતાના લશ્કર સાથે ફેરવ્યો, અને માળવા દેશ ગુજરાતના રાજ્ય સાથે જોડી દીધો.

**રાણકદેવી**—સિંધ દેશના શેરાપરા રાજાને ત્યાં એક કન્યા જન્મી હતી. એના જન્માક્ષર જોઈને જોશીઓએ કહ્યું કે 'એ કન્યાનું મુખ જો તેના પિતાના જોવામાં આવશે તો તેનું રાજ્ય નાશ પામશે.' આથી રાજાએ તે કુંવરીને નોકર મારફતે જંગલમાં મોકલાવી દીધી. આ કન્યા એક કુંભારના જોવામાં આવી. તે તેને પોતાને ઘેર લઈ ગયો; અને તેને ઉછેરીને મોટી કરી. આ કન્યા તે રાણકદેવી.

થોડા વખત પછી તે કુંભાર જુનાગઢની પાસે મજેવડી નામે ગામ છે ત્યાં આવી રહ્યો હતો. રાણકદેવી પરણવા લાયક ઉંમરની થતાં તેનું રૂપ એવું ખીલી નીકળ્યું હતું કે તેના જેવી ખૂબસુરત કન્યા દુનિયામાં ભાગ્યેજ હશે! આ કન્યા સિદ્ધરાજના ભાટોના જોવામાં આવી. તેમણે સિદ્ધરાજ પાસે તે કન્યાનાં અતિશય વખાણ કર્યાં, તેથી તેણે મોહ પામીને તેની સાથે પરણવાનો દૃઢ નિશ્ચય કર્યો, અને કુંભાર પાસે કન્યાનું માગું કર્યું. કુંભારે તે માગું સ્વીકાર્યું, પરંતુ સિદ્ધરાજ સાથે લગ્ન થતા પહેલાં જુનાગઢનો રાજા રાખેંગાર બળાત્કારે તેને પરણીને લઈ ગયો.

**જુનાગઢ પર ચઢાઈ**—પોતાની સાથે વિવાહ કરેલી કન્યાને રાખેંગાર પરણીને લઈ ગયો, આથી સિદ્ધરાજને પગથી માથા સુધી ક્રોધ વ્યાપ્યો. તેણે તરતજ જુનાગઢ ઉપર ચઢાઈ કરી. બાર વર્ષ

---

\+ જુના વખતમાં હાલના વખત જેવી તોપો ન હતી, તેથી મજબુત દરવાજાનાં કમાડ તોડવાને કમાડ આગળ ઊંટને રાખીને હાથી પાસે ધક્કો મરાવતા. કમાડને લોઢાના અણીદાર ખીલા જડેલા હોવાથી ઊંટ મરણ પામતું, પણ હાથીને ઈજા થતી નહિ.



રાણકદેવીના બીજા પુત્રનો વધ કરવા સિદ્ધરાજ તૈયાર થયો છે.

સુધી ઘેરો રાખી લડાઈ કરી, પરંતુ જીત થઈ નહિ; તેથી સિદ્ધરાજ થાકી ગયો હતો. એવામાં રાખેંગારના ભાણેજ દેહલ અને વિહલને પોતાના મામા સાથે અણુબનાવ થવાથી તેઓ સિદ્ધરાજને મળી ગયા. તેમણે કપટ કરીને અનાજની પોઠો મારફતે અનાજને બદલે શત્રુના સૈનિકોને હથિઆર સાથે રાતના વખતે શહેરમાં દાખલ કર્યા. તેઓએ દરવાજાના રક્ષકોને મારી નાખ્યા, અને દરવાજા ઉઘાડી નાખ્યા. આથી સિદ્ધરાજ જુનાગઢમાં દાખલ થયો, અને એકદમ રાખેંગારના મહેલ તરફ ધસ્યો. ત્યાં બંને વચ્ચે ભારે યુદ્ધ થયું, તેમાં રાખેંગાર મરાયો. પછી તેનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. અને ત્યાંનો કારભાર કરવાને સજ્જન નામના એક સુભટને નીમ્યો. જુનાગઢ જીતાયું, તોપણ સિદ્ધરાજની ઇચ્છા પાર પડી નહિ; કારણ કે રાણકદેવીએ એક જન્મમાં બે પતિ કરવાની ચોકખી ના પાડી. આથી ગુસ્સે થઈને તેણે રાણીના નિરપરાધી નાના બાળકને મારી નાખ્યો. પછી રાણકદેવીને લઈ તે પાછો ફર્યો. રસ્તામાં સિદ્ધરાજે પોતાની સાથે લગ્ન કરવાને માટે તેને ઘણુંએ સમજાવી; પણ તેણે પોતાનું પતિવ્રત તજ્યું નહિ, એટલે બીજા બાળકને પણ મારી નાખ્યો. છેવટે રસ્તામાંજ તે વઢવાણ આગળ સતી થઈ, એટલે રાજા નિરાશ થયો. ધન્ય છે, આવી એક પતિવ્રત પાળનાર સાધ્વી સ્ત્રીને!

**બર્બરને વશ કર્યો**—હાલ કાઠિઆવાડમાં બાબરીઆવાડ નામે પ્રાન્ત છે, ત્યાં સિદ્ધરાજના વખતમાં બર્બર નામે એક જંગલી જાતનો સરદાર હતો. તે ઘણોજ બળવાન હતો. એના શરીરનો બાંધો એટલો મજબુત હતો, અને કદ એટલું મોટું હતું, કે કોઈ તેની સાથે લડવાની હામ ભીડતું નહિ. લોકો તેને બાબરો રાક્ષસ કહેતા. તે સિદ્ધપુરના બ્રાહ્મણોને ઘણો ત્રાસ આપતો હતો. તેને હરાવીને તાબે કરવા માટે સિદ્ધરાજે પોતાની સેના મોકલી; પરંતુ તે સેનાને તેણે હરાવીને પાછી નસાડી મૂકી. ત્યારપછી સિદ્ધરાજે જાતે જઈ તેની

સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું. તેણે તેને બાંધીને કેદ કર્યો. જ્યારે બર્બરની સ્ત્રીએ પ્રાર્થના કરી ખાતરી આપી, કે હવેથી એ દુરાચાર તજીને સારે માર્ગે ચાલશે, અને તમારો દાસ થઇને રહેશે; ત્યારે તેને છોડી દીધો, અને તે સ્થાનકનો રક્ષક ઠરાવ્યો. એવું કહેવાય છે કે આ બર્બરે સિદ્ધરાજને ઘણી લડાઇઓમાં અને લોકોપયોગી સ્થાનકો બાંધવાના કામમાં ઘણી મદદ કરી હતી.

**સજ્જન અને પરશુરામ**—સિદ્ધરાજે જુનાગઢ જીત્યા પછી સજ્જન નામે સુભટને ત્યાંનો સુબો નીમ્યો હતો. તેણે તે રાજ્યની ત્રણ વર્ષની ઉપજ રાજાની રજા વગર ગીરનાર ઉપર નેમીનાથનું દેવળ બંધાવવામાં ખરચી નાખી. ત્રણ વર્ષ પછી સિદ્ધરાજ જુનાગઢ ગયો, તે વખતે સજ્જન સ્વર્ગવાસી થયો હતો, અને તેની જગાએ તેનો પુત્ર પરશુરામ કારભાર કરતો હતો. તેને ચિન્તા થઈ, કે સિદ્ધરાજ રાજ્યની ઉપજ માગશે, તો હું ક્યાંથી લાવીને આપીશ. તેણે પોતાની હકીકત ત્યાંના સાહુકારોને જણાવી. તેઓ ધર્મ ઉપર આસ્થાવાળા હતા, તેથી તેમણે તેના વતી રાજ્યની ઉપજ આપવાનું માથે લીધું. પછી જ્યારે સિદ્ધરાજે ત્રણ વર્ષની ઉપજનો હિસાબ માગ્યો, ત્યારે પરશુરામ પ્રથમ રાજાને ગીરનાર ઉપર દેવળ બતાવવાને લઈ ગયો. દેવળની સુંદરતા જોઈ રાજા બોલ્યો, કે 'જેણે આ અલૌકિક દેવળ બંધાવ્યું છે તેનાં માતપિતાને ધન્ય છે!' રાજાને આ પ્રમાણે ખૂશ થએલો જોઈ પરશુરામ બોલ્યો; મહારાજ, એ ધન્યવાદ આપનેજ ઘટે છે, કારણ કે મારા પિતાએ આપના રાજ્યની (સોરઠની) ત્રણ વર્ષની ઉપજ ખરચીને તે બંધાવીને આપની કીર્તિ ચોતરફ ફેલાવી છે. હવે આપને એ દેવળ બંધાવવાનું પુણ્ય જોઈએ છે કે ઉપજ? ઉપજ લેવાની ઇચ્છા હોય તો તે સાહુકારોને ત્યાંથી લાવી આપું. આ સાંભળી જયસિંહ ખુશી થયો અને તેણે ઉલટું પૂજાના ખર્ચ માટે બાર ગામ ભેટ કર્યાં. વળી ત્યાંનો કારભાર કરવાને પરશુરામને કાયમ કર્યો.

**મદનવર્મા સાથે મિત્રતા**—મદનવર્મા એ બુંદેલખંડનો રાજા હતો. તે ઘણો શૂરો, બહાદુર, અને પરાક્રમી હતો. તેનો ખજાનો અખૂટ હતો, અને તે ઈન્દ્ર રાજાના જેવો વૈભવી હતો. ધારાનગરીથી પાછા પાટણ આવતાં સિદ્ધરાજે પાટણ પાસે સીમમાં મુકામ કર્યો હતો. ત્યાં કોઈ પરદેશી ભાટ આવી ચઢયો, અને બોલ્યો, ' અહો ! શ્રી સિદ્ધરાજ મહારાજની સભા પણ મદનવર્માના જેવી મનને વિસ્મય પમાડે તેવી છે ! ' આથી મદનવર્મા કોણ છે એમ પૂછવામાં આવ્યું, ત્યારે ભાટે કહ્યું કે તે બુંદેલખંડનો બુદ્ધિશાળી, મહા દાની, ધર્મી, ન્યાયી, અને વૈભવી રાજા છે. પછી સિદ્ધરાજે એ બાબતની ખાતરી કરવાને પોતાના એક મંત્રીને તે ભાટની સાથે મોકલ્યો. તે ત્યાં છ માસ રહીને પાછો આવ્યો, અને રાજાને કહ્યું કે ભાટનું કહેવું સત્ય છે. આ સાંભળી તેણે તરતજ સૈન્યને બુંદેલખંડ તરફ પ્રયાણ કરવાનો હુકમ કર્યો, અને થોડા વખતમાં ત્યાં જઈને રાજનગરથી આઠ કોસ છેટે પડાવ નાખ્યો. પછી એક મંત્રી સાથે રાજાને તાબે થવાને કહેવરાવ્યું. આ વખતે રાજા પોતાના બગીચામાં વિલાસ કરતો હતો. મંત્રીનું કહેવું સાંભળીને તે હસીને બોલ્યો કે બાર વર્ષ સુધી યુદ્ધ કરવાને ધારાનગરીમાં પડી રહ્યો હતો તેજ સિદ્ધરાજ કે ? જાઓ તમે જઈને તેને કહો, કે ' જો તમે અમારો દેશ જીતવા આવ્યા હો તો અમે લડવા તૈયાર છીએ; પરંતુ પૈસાના ભૂખ્યા હશો તો તે તમને મળશે. ' આથી સિદ્ધરાજે ૯૬ કરોડ સોનૈયા માગ્યા. તે મદનવર્માના મંત્રીએ તરત ગણી આપ્યા, તોપણ તે ત્યાંથી પાછો ફર્યો નહિ. તેણે મદનવર્માને મળવાની ઇચ્છા જણાવી, તેથી તેણે સિદ્ધરાજને તેડાવ્યો. સિદ્ધરાજ અંગરક્ષકો સાથે મદનવર્માના બાગમાં ગયો. ત્યાં તેને રહેવાનો મજબુત કિલ્લાની અંદર મહેલ હતો, અને તેની આજુબાજુ એક લાખ યોદ્ધાઓની ચોકી હતી. ફક્ત ચાર માણસો સાથે સિદ્ધરાજને મહેલમાં પેસવા દીધો. મહેલમાંનો મદનવર્માનો વૈભવ જોઈ સિદ્ધરાજ ચકિત થઈ ગયો. પછી તેને પોતાનો ભંડાર દેખાડયો. તે

જોઈને તો તે અંજાઈ ગયો. વળી એવા પ્રેમથી તેની મેમાનગીરી કરી કે તે ખુશ થઈ ગયો, અને તેથી તે તેનો મિત્ર થયો.

**સહસ્રલિંગ તળાવ અને જસમા ઓડણ**—સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ તળાવ બંધાવ્યું હતું. એ તળાવની વચ્ચે એક મહાદેવનું મોટું દેવાલય હતું, અને પાળ પર ચોમેર મહાદેવની નાની નાની હજાર દહેરીઓ હતી; તેથી તેનું નામ સહસ્રલિંગ પાડયું હતું. એ દેવાલયોમાં પૂજા કરવાને સેંકડો બ્રાહ્મણોની ગોઠવણ કરી હતી. તળાવમાં હંમેશ સમુદ્રની પેઠે જળ ભરેલુંજ રહેતું, અને રાજા દર રોજ ત્યાં હવા ખાવા જતો.

આ તળાવ ખોદાવ્યું ત્યારે માળવાથી ઘણા ઓડ મજુરી માટે આવેલા હતા. તેમાં જસમા નામે એક ઓડણ તેના ધણી સાથે આવેલી હતી. તે ઘણીજ સ્વરૂપવાન હતી. રાજાએ તેનું રૂપ જોઈને તેની સાથે પરણવાની ઇચ્છા કરી. આથી તેણે તેને ઘણી ઘણી લાલચો આપી સમજાવવા માંડી. છેવટ રાજાએ તેને પોતાની પટરાણી બનાવવાનું કહ્યું. જસમા એક પતિવ્રતા સતી સ્રી હતી, તેથી તેણે રાજાનું કહેવું કાને ધર્યું નહિ. ઉલટું તે રાજાને શિખામણના બોલ સંભળાવતી. જ્યારે તેણે રાજાનું કહેવું કોઈ પણ રીતે માન્યું નહિ, ત્યારે રાજાએ તેને જોરજુલમથી કબજે કરવાનો વિચાર કર્યો. આ વાત ઓડ લોકોના જાણવામાં આવી, તેથી બધાજ ઓડ રાતોરાત નાસી ગયા. સિદ્ધરાજ તેમની પાછળ પડયો, અને તેમને પકડી પાડયા. ઓડ લોકો સામા થઈને લડયા અને કપાઈ મુઆ. જસમા પોતાના ધણીની પાછળ બળી મરી, પણ સિદ્ધ-રાજના હાથમાં આવી નહિ. તેણે મરતી વખતે શાપ દીધો, કે 'જા તારા તળાવમાં પાણી રહેશે નહિ.' હાલ પાટણમાં આ તળાવ તથા દહેરાંનાં ખંડેર નજરે પડે છે, અને તળાવની જગાએ ખેતરો જોવામાં આવે છે!

**ધર્મનાં અને લોકોપયોગી બાંધકામો**—સિદ્ધરાજ પોતાના પૂર્વજોની પેઠે શૈવ ધર્મ પાળતો હતો. મૂળરાજે શ્રીસ્થળમાં રુદ્રમાળનું

હેર બંધાવેલું તે તેણે સુધરાવ્યું હતું. એ કામની યાદગીરીમાં શ્રીસ્થળનું નામ તેણે સિદ્ધપુર પાડ્યું હતું. વળી સાર્વજનિક બાંધકામો બંધાવવા માટે સિધ્ધરાજ એટલો બધો જાણીતો થયો છે કે ગુજરાતમાંનું દરેક પ્રાચીન બાંધકામ તેણે બંધાવેલું હોવાનું લોકો કહે છે. ડભોઈનો કિલ્લો, કપડવણજનો કુંડ, પાટણની રાણીની વાવ, વગેરે સિધ્ધરાજે બંધાવેલાં હોવાની દંતકથા ચાલે છે.

**પ્રજાપ્રેમ**—સિધ્ધરાજ પોતાના દરબારમાં પંડિતોને બોલાવતો, અને તેમની પાસે જુદા જુદા વિષયોનો વાદવિવાદ કરાવતો. વાદમાં જે જીતે તેમને ઇનામો આપતો. ધર્મની બાબતમાં તે કોઈની લાગણી દુખાય નહિ તેવી રીતે વર્તતો. હેમાચાર્ય પંડિત જૈન સાધુ હોવા છતાં તેમને રાજા પોતાની પાસે રાખતો, અને વિદ્વાન તરીકે માન આપતો.

વળી પોતાની પ્રજા સુખી છે કે દુઃખી તે જાણવાને રાજા રાતે વેશ બદલી ફરવા નીકળતો. કોઈ કોઈ વાર તો રાતે છુપા વેશે સાંભળેલી વાતો દરબારમાં કહી સંભળાવતો. આથી લોકોમાં એમ વાત ચાલતી કે રાજા તો મનની વાતો પણ જાણી લે છે. ખરેખર, એ તો દેવતાઈ અવતાર છે!

**જગદેવ પરમાર**—સિધ્ધરાજના સેનાપતિઓમાં સૌથી વધારે જાણીતો જગદેવ પરમાર હતો. તે ઘણો શૂરો અને પરાક્રમી હતો, તેથી રાજા તેને ઘણું માન આપતો.

તે ધારાનગરીના રાજા ઉદયાદિત્યનો કુંવર હતો. ઉદયાદિત્યને વાઘેલી અને સોલંકી નામે બે રાણીઓ હતી. વાઘેલી માનીતી અને સોલંકી અણમાનીતી હતી. માનીતીના કુંવરનું નામ રણધવળ અને અણમાનીતીના કુંવરનું નામ જગદેવ હતું. રણધવળનામાં કશા હોસ નહોતા, પરંતુ જગદેવ ઘણો બહાદુર હતો. છતાં રાજાએ રણધવળને ગાદીનો વારસ ઠરાવ્યો, તેથી તે રાજવૈભવ ભોગવતો હતો. જગદેવની માને એક નાનું સરખુ ગામ ગુજરાન માટે આપ્યું હતું.

તેમાંથી માદીકરાને ખાવાને પૂરતું અન્ન અને પહેરવાને પૂરતાં લુગડાં પણ મળતાં નહોતાં. એક દિવસ રાજાએ જગદેવને મળવા માટે કચેરીમાં બોલાવ્યો, ત્યારે તેનાં ફાટાંતુટાં લુગડાં જોઈને રાજાને લાગણી થઈ આવી. આથી રાજાએ તેને ખજાનામાંથી કીમતી વસ્ત્ર તથા દાગીના કાઢી આપ્યાં, અને વાપરવાને એક હજાર રૂપીઆ તથા બેસવા માટે એક સુંદર ઘોડો આપ્યો. આ વાત તેની સાવકી માએ જાણી ત્યારે ક્લેશ કરી રાજાએ આપેલું સર્વ પાછું લેવરાવ્યું; અને તેની અદેખાઈ કરવા લાગી.

વળી એવામાં ગૌડ દેશના રાજાએ પોતાની કન્યાનો જગદેવ સાથે વિવાહ કરવાને માગું મોકલ્યું. આ વખતે રાજા બહાર ગામ ગએલો હતો, તેથી રાણીએ માગું લઈ આવેલા ગોર સાથે ખટપટ કરી પોતાના પુત્ર રણધવળ સાથે તેનો વિવાહ નક્કી કરાવ્યો. જગદેવ જેવા બહાદુર રાજકુમારને તો કન્યાની ખોટજ નહોતી. રાજા જાન લઈને ગૌડ દેશ જતો હતો, તે વખતે રસ્તામાંજ ટુકટોડા ગામ આવ્યું. ત્યાંના ચાવડા રાજા બીજે પોતાની વીરમતી નામે કન્યા જગદેવ સાથે પરણાવી. બંને રાજકુંવરોને પરણાવી રાજા જાન લઈ પોતાના નગરમાં પાછો ફર્યો.

ત્યારપછી ઉદયાદિત્ય રાજાએ જગદેવને સારી ભેટ આપવા માંડી, ત્યારે તેણે કહ્યું કે 'પિતાજી મને આપ ભેટ નહિ આપો તેથી ખરાબ લાગવાનું નથી, પરંતુ એક વાર આપેલી ભેટ પાછી લો છો તેથી વિશેષ ખરાબ લાગે છે.' રાજાએ કહ્યું એમ નહિ થાય. છતાં વાઘેલી રાણીની શીખવણીથી આપેલી ભેટ પાછી લીધી. આથી જગદેવ પોતાના બાપથી રિસાઈને કોઈ મોટા રાજ્યની નોકરી શોધવાને નીકળી પડયો. રસ્તામાં થઈને જતાં પોતાની સ્ત્રી વીરમતીને સાથે લીધી. આ વખતે જગદેવની ઉંમર ૧૭ વર્ષની અને વીરમતીની ઉંમર ૧૫ વર્ષની હતી. તે સમયે પાટણની ગાદીએ મહા પરાક્રમી રાજા સિધ્ધરાજ રાજ્ય કરતો હતો, અને તેના તાબામાં

કેટલાક રાજકુમારો નોકરી કરતા હતા; તેથી પોતાને પણ તેના રાજ્યમાં કોઈ સારી નોકરી મળશે, એવી આશામાં બંને પાટણ તરફ આવવા નીકળ્યાં. પાટણ જતાં રસ્તામાં જંગલ આવ્યું, તેમાં મહા વિકરાળ વાઘ અને વાઘણ રહેતાં હતાં. તેઓ ઘુરકતાં તેમની સામે આવ્યાં. જગદેવે વાઘને તો માર્યો, પરંતુ વાઘણને મારતાં નિશાન છટકી ગયું, તેથી તે એકદમ તેના ઉપર ધસી આવી, તેનો શૂરવીર રજપુતાણી **વીરમતીએ** એક ઝટકે પ્રાણ લીધો. પછી તેઓ પાટણ આવ્યાં. અહીં રાજા સિધ્ધરાજે તેની બહાદુરી અને પરાક્રમ વગેરે ગુણોની પરીક્ષા કરીને તેને દર રોજનો એક હજાર રૂપીઆનો પગાર કરી આપ્યો, અને પોતાનો અંગરક્ષક ઠરાવ્યો.

તેણે સિધ્ધરાજને ઘણા દેશો જીતવામાં મદદ કરી હતી. વળી કેટલીક વાર તેને મરતો પણ બચાવ્યો હતો. લાંબી મુદત સુધી નોકરી કર્યા પછી તે પોતાના દેશમાં ગયો. ત્યાં તેના બાપે ખૂશ થઈને તેને રાજગાદી સોંપી.

## ૨૦. કુમારપાળનો વંશ.




**ભીમદેવ ૧લાને બકુલાદેવી** નામની રાણીના પેટનો **ક્ષેમરાજ**

નામનો પુત્ર હતો. ક્ષેમરાજને હરિપાળ નામે પુત્ર હતો. હરિપાળનો પુત્ર ત્રિભુવનપાળ, અને ત્રિભુવનપાળને કાશ્મીરાદેવી નામની રાણીને પેટે ત્રણ કુંવર અને બે કુંવરીઓ થયાં હતાં. કુંવરોનાં નામ મહીપાળ, કીર્તિપાળ, અને કુમારપાળ, તથા કુંવરીઓનાં નામ પ્રેમલદેવી અને દેવલદેવી હતાં. પ્રેમલદેવી કાનદેવ નામના સિધ્ધરાજના સેનાપતિ વેરે પરણાવી હતી, અને દેવલદેવી અર્ણોરાજ નામે સાંભરના રાજા સાથે પરણાવી હતી. કુમારપાળને તેના બાપે ભુપાલદેવી નામની કન્યા સાથે પરણાવ્યો હતો.

સિધ્ધરાજે જાત્રાઓ કરી, પુણ્યદાન કર્યાં, પ્રાર્થનાઓ કરાવી; પરંતુ તેને પુત્ર થયો નહિ. આથી તેના પછી ભીમદેવ ૧લાના પ્રપૌત્ર ત્રિભુવનપાળના વંશમાં ગાદી ગઈ.



## ૨૧. કુમારપાળ.

**નાસી છૂટવું**—કુમારપાળના પિતા ત્રિભુવનપાળને પ્રથમ સિદ્ધરાજ સાથે સારો સંબંધ હતો. તે તેની સાથેજ રહેતો, અને લડાઈમાં પણ સાથે જતો. વળી કુમારપાળ પણ સિદ્ધરાજના દરબારમાં જતો, પરંતુ એક સમયે હેમાચાર્યે અને બીજા કેટલાક જોશીઓએ સિદ્ધરાજને કહ્યું, કે 'તમારે પુત્ર થશે નહિ, અને તમારી પછી કુમારપાળ ગાદીએ બેસશે. વળી તે જગપ્રસિદ્ધ રાજા થશે.' આ વાત સિદ્ધરાજને ગમી નહિ, કારણ કે તે હલકા કુળનો હતો. આથી તેણે કુમારપાળને તથા ત્રિભુવનપાળના આખા કુટુંબને મારી નંખાવવાનો વિચાર કર્યો. તેણે ત્રિભુવનપાળને તો મારી પણ નંખાવ્યો; પરંતુ કુમારપાળ જટાધારીના વેશમાં નાસી છૂટયો. નાસતા પહેલાં તેણે પોતાના બનેવી કાનદેવની સલાહ પૂછી હતી. તેણે જણાવ્યું હતું, કે 'તમારે વેશ બદલી ગુપ્ત રીતે એક સ્થળથી બીજે સ્થળે ફરવું. હું તમને હંમેશ રાજ્યની બાતમી આપતો રહીશ.' આથી તે પોતાના કુટુંબને દેથળીમાં મૂકીને મુસાફરીએ નીકળી પડયો.

કેટલોક સમય વીત્યા પછી રાજ્યકારભારની ખબર જાણવાની ઇચ્છાથી તે પાટણ આવ્યો. ત્યાં કરણમેરૂ મંદિરના બત્રીસ પૂજારીઓ ભેગો તે ભળી ગયો. રાજા સિદ્ધરાજ તેને મારવાને ચોતરફ શોધ કરાવતો હતો, એ વાતની પૂજારીઓને ખબર હતી. તેમણે કેટલાંક લક્ષણ ઉપરથી કુમારપાળને ઓળખ્યો, અને રાજાને ચાડી ખાધી. બીજે દિવસે સિદ્ધરાજે બધા પૂજારીઓને જમવા તેડયા. તેમાં કુમારપાળ પણ જમવા આવ્યો, પરંતુ રાજાએ તેને ઓળખ્યો છે એવી ખબર પડતાં તે લાગ જોઈને સટકી ગયો.

**સંકટમાં મળેલી મદદ**—સિધ્ધરાજના હુકમથી તેનો સેનાધિપતિ કેટલાક સિપાઈઓને લઈ તેની શોધમાં નીકળ્યો. નસીબયોગે તે તેની પાછળજ આવી લાગ્યો. દૂરથી ઊડતી ધૂળ, પગના અવાજ, અને ઘોડાના ખોંખારાથી કુમારપાળ ચેત્યો, તેથી તે બીકમાં ધ્રૂજતો આગળ નાઠો. છતાં દુશ્મનો લગભગ પાસે આવી ગએલા જણાવાથી રસ્તામાં **ભીમસિંહ** અને બીજા ખેડુતો ખેતરની વાડને ઝીંટવા કાંટા એકઠા કરતા હતા તેમની સહાય માગી. ત્યાં સંતાડવાનું બીજું કોઈ સ્થળ નહિ હોવાથી તેમણે તેને કાંટાના ઢગલામાં સંતાડયો. રાજાના સિપાઈઓ પગલે પગલે શોધતા તેજ ખેતરમાં ગયા, અને બધે તપાસ કરી. પત્તો નહિ લાગવાથી તેઓ પાછા ગયા. રાતે ખેડુતોએ કુમારપાળને કાંટામાંથી કાઢયો, તે વખતે તેના શરીરમાંથી લોહી વહેતું હતું, તે ધોઈ નાખ્યું. ત્યાં તેણે પોતાની જટા મુંડાવી નાખી. પછી ખેડુતોનો ઉપકાર માની તથા વખત આવે બદલો વાળવાનું વચન આપી તે ત્યાંથી ચાલી નીકળ્યો.

આગળ જતાં થાક લાગવાથી તે એક ઝાડની છાયા નીચે થાક ખાવાને બેઠો. ત્યાં એક ઉંદર દરમાંથી સોના મહોરો કાઢીને એક પછી એક બહાર મૂકતો તેના જોવામાં આવ્યો. તેણે તે બધી મહોરો એકદમ લઈ લીધી. મુસાફરી માટે આવી ચમત્કારી રીતે દ્રવ્ય મળવાથી તેણે જાણ્યું કે સારા શુકન થયા. પછી ત્યાંથી આગળ ચાલતાં

તામાં કોઈ એક શેઠની દેવશ્રી નામે પુત્રી પોતાને પિએર જતી
ી તેની સોબત થઇ. બાઇએ તેને કોઈ મોટો માણસ જાણીને
તાની ગાડીમાં બેસાડયો, અને ખાવાનું આપ્યું. કુમારપાળે તેને બેન
ીકે ગણવા વચન આપ્યું.

પછી ત્યાંથી તે પોતાના કુટુંબને મળવા દેથળી ગયો. સિદ્ધ-
જને ખબર પડવાથી તેણે તે શહેરને ઘેરો ઘાલ્યો. આથી કુમાર-
ળને ગામ બહાર નીકળવાનો માર્ગ રહ્યો નહિ; ત્યારે તે સજજન
મના કુંભાર પાસે ગયો. તેણે તેને ભઠ્ઠીમાં સંતાડયો. રાજાનું લશ્કર
ાસ કરી પાછું ગયું, એટલે કુંભારે તેને કાઢયો, અને ખાવાનું
ાપ્યું. પછી વોસિરિ નામના બ્રાહ્મણ મિત્રની સહાયથી પોતાના
બને ઉજ્જનમાં મૂકી આવ્યો. ત્યાર પછી બંને મિત્રો ફરવા નીકળ્યા.

તેઓ ફરતા ફરતા ખંભાત જઈ પહોંચ્યા, અને હેમાચાર્યને
યા. કુમારપાળે હેમાચાર્યને પૂછ્યું કે 'મને કોઈ દિવસ સુખ થશે
નહિ?' હેમાચાર્યે તેને ઓળખી કાઢયો, અને પ્રશ્નનો જવાબ
પવા માંડયો, એટલામાં ઉદયન મંત્રી ત્યાં આવી પહોંચ્યો. હેમા-
ર્યે ઉદયનને કહ્યું. 'આ કુમારપાળ થોડા વખતમાં તમારો રાજા
.' હેમાચાર્યે કુમારપાળને લખી આપ્યું, કે 'સંવત ૧૧૯૯ના
ાશર વદિ ૪ ને રવિવારને દિવસે ત્રીજે પહોરે તમને રાજ્ય
ાશે.' આથી તેણે હેમાચાર્યનો આભાર માન્યો, અને કહ્યું કે
ે આપનું વચન સાચું પડશે તો હું આપનો ધર્મ પાળીશ.'

પછી ઉદયન મંત્રી તેને પોતાને ઘેર લઈ ગયો, અને ભોજન
ાદિ આપી તેની પરોણાચાકરી કરી. કુમારપાળ મંત્રીને ત્યાં
ાની ખબર પડવાથી એકદમ સૈનિકો આવી પહોંચ્યા, એટલે
મંત્રીના ઘરમાંથી નીકળી હેમાચાર્યની પાઠશાળામાં ભરાયો.
ાર્યે તેને તરતજ ભોંયરામાં ઉતારી તેનું દ્વાર પુસ્તકની ગાંસડી-
થી બંધ કર્યું. સૈનિકો બધે તપાસ કરીને પાછા ગયા, એટલે તે
ારામાંથી નીકળ્યો. હેમાચાર્યનો તેણે ઘણો ઉપકાર માન્યો.

પછી મંત્રીએ આપેલી વાટખર્ચી લઈને તે ત્યાંથી રાતે નીકળ્યો, અને વડોદરે આવ્યો. અહીં તેની પાસે વાટખર્ચી ખૂટી ગઈ હતી, અને કકડીને ભૂખ લાગી હતી. આથી તેણે કટુક નામના વાણીઆની દુકાને જઈ શેકેલા ચણા માગ્યા. વાણીઆએ તેનો દેખાવ જોઈને ઉધાર* ચણા આપ્યા, અને કહ્યું કે તમને મળે ત્યારે પૈસા આપજો.

**શુભ આશા**—વડોદરાથી તે ભરૂચ ગયો. ત્યાં એક શકુનિકને તેણે પૂછ્યું, કે મારો શુભ દિવસ ક્યારે આવશે? શકુનિક બહાર શુકન જોવા નીકળ્યો, તે વખતે એક દેવચકલી દેવળના ધ્વજદંડ ઉપર બેઠી હતી. તે ઉપરથી તેણે કહ્યું, ' તમે થોડા વખતમાં રાજા થશો. ' અહીં તેણે પોતાની જટા મુંડાવી. પછી તે માળવા ભણી ચાલ્યો, અને ઉજ્જનમાં જઈ પોતાના કુટુંબને મળ્યો. તેટલામાં ત્યાં રાજાનાં માણસો શોધતાં આવી પહોંચ્યાં, તેથી તે દક્ષિણમાં ચાલ્યો ગયો. ત્યાંથી તે કેટલીક મુદતે પોતાના કુટુંબ સાથે સિદ્ધપુર આવ્યો, અને ત્યાંથી એકલો તેના બનેવી કાનદેવને મળ્યો. થોડા દિવસ પછી ઇ.સ. ૧૧૪૩માં સિદ્ધરાજ મરણ પામ્યો, એટલે તેને શાન્તિ મળી.

---

## ૨૨. કુમારપાળ. ( ચાલુ ).

**રાજ્યપ્રાપ્તિ**—સિદ્ધરાજના મરણ પછી ગાદીએ કોને બેસાડવો તે વિષે સરદારોમાં તકરાર ચાલી. તેમાં કાનદેવે કુમારપાળનો પક્ષ કર્યો. છેવટે મહીપાળ અને કીર્તિપાળને રાજ્ય કરવાને નાલાયક ઠરાવી કુમારપાળને ગાદીએ બેસાડ્યો. રાજ્યાભિષેક વખતે તેની ઉંમર ૫૦ વર્ષની હતી.

**ઉપકારનો બદલો**—રાજ્યાભિષેક વખતે તેણે પોતાની સ્ત્રી ભુપાલદેવીને પટરાણી બનાવી. ખંભાતમાં તેને મદદ કરનાર ઉદયન મંત્રીને પ્રધાન બનાવ્યો, અને તેના પુત્ર વાગભટને નાયબ દિવાનની પદવી આપી. સજ્જન કુંભારને ચિત્રકૂટની પટ્ટિકાનો સ્વામી બનાવ્યો.

* લીધેલા માલની કિંમત થોડા દિવસ પછી આપવી તે.

તેને તાબે ૭૦૦ ગામ હતાં. તેના વંશજો હાલ પોતાને 'સગરા રજપુત'ના નામથી ઓળખાવે છે. ભીમસિંહ ખેડુતને અંગરક્ષકમાં દાખલ કર્યો. દેવશ્રી પાસે રાજ્યતિલક કરાવીને તેને ધોળકા ગામ આપ્યું. ચણા આપનાર કટુક વાણીઆને વડોદરાનો ઇનામદાર બનાવ્યો. વોસિરિ બ્રાહ્મણ મિત્રને લાટ દેશનો હાકેમ નીમ્યો. આ પ્રમાણે સર્વ ઉપકારીઓને સંભારી તેમના ઉપકારનો બદલો વાળ્યો.

**જુના ખટપટી પ્રધાનોનો નાશ**—કુમારપાળને તેના બનેવી કાનદેવે ગાદી અપાવવામાં સારી મદદ કરી હતી; પરંતુ આ વાતનું અભિમાન રાખી તે રાજાનું ભરી સભામાં અપમાન કરતો. આમ નહિ કરવા તેને સમજાવ્યા છતાં તેણે માન્યું નહિ, તેથી આખરે કુમારપાળે તેને મારી નંખાવ્યો. આથી સર્વ સરદારો રાજાની આજ્ઞાનો અનાદર કરતાં ડરવા લાગ્યા. વળી તેના પર અનેક સંકટો પડેલાં હોવાથી, અને ઘણા નાના મોટા માણસોના સમાગમમાં આવેલો હોવાથી તેને ઘણો અનુભવ મળેલો હતો. આથી રાજ્યકારભાર ચલાવવામાં ભાગ્યેજ તેને બીજા પ્રધાનોની સલાહ લેવાની જરૂર પડતી. આમ કુમારપાળની બાહોશીને લીધે જુના પ્રધાનોની સત્તા જતી રહી, તેથી તેમણે તેની સામે કાવતરાં કરવા માંડયાં. તેઓએ તેને મરાવી પોતાની મરજી પ્રમાણે ચાલે તેવા રાજાને ગાદીએ બેસાડવાનો મનસુબો કર્યો. તે વાતની કુમારપાળને ખબર પડી, એટલે તેણે ખટપટીઆઓને મારી નંખાવ્યા.

**સાંભરના રાજા અર્ણોરાજની હાર**—ઉદયન મંત્રીનો બીજો પુત્ર આહડ જે સિદ્ધરાજનો માનીતો હતો, તે કુમારપાળની આજ્ઞામાં નહિ રહેતાં **સાંભરના રાજા અર્ણોરાજની** ચાકરીમાં રહ્યો હતો. આહડના સમજાવ્યાથી ત્યાંના રાજાએ ગુજરાત પર ચઢાઈ કરી. કુમારપાળના કારભારથી કંટાળેલા ઘણા સરદારો લડાઈ દરમિઆન અર્ણોરાજને મદદ કરે એવી ગોઠવણ આહડે પ્રથમથી કરી હતી. કુમારપાળ મોટી સેના સાથે લડવાને સામો થયો, પરંતુ લડાઈ વખતે જોયું કે ઘણા સામંતો તેને તજીને શત્રુપક્ષમાં જાય છે. આથી આહડ-

નું કપટ તે કળી ગયો. કુમારપાળે પોતાની સેનાને વીખરાઈ જતી જોઈ, એટલે તેણે હાથીના માવતને હુકમ કર્યો કે અર્ણોરાજના હાથી પાસે મારા હાથીને હાંકી લે, કેમકે તેની સાથે જાતોજાત લડવાનું બની શકે. હાથીને આવતો જોઈ આહડે કુમારપાળને મારવા તેના હાથી પર કુદકો માર્યો, પણ તે જમીન પર પડયો, એટલે રાજાની આસપાસના ભાલાવાળાએ તેને મારી નાખ્યો. અર્ણોરાજને પણ તીર વાગવાથી તે લોહીલોહાણ થઈ ગયો. આથી ગુજરાતના સૈનિકો જય જયની ગર્જના કરતા શત્રુના લશ્કર પર તૂટી પડયા, અને તેને નસાડી મૂક્યું.

**માળવા તાબે કર્યું**—કુમારપાળ અર્ણોરાજ સાથે લડવામાં રોકાયો હતો, તે વખતે તેણે વિજય અને કૃષ્ણ નામના બે સામંતોને માળવાના રાજા ઉપર ચઢાઈ કરવા મોકલ્યા હતા. તેઓ માળવાના રાજાને મળી ગયા, અને ઉલટું તેમણે તેની સાથે મળી અણહીલપુર ઉપર હલ્લો કર્યો. આ વખતે રાજા અર્ણોરાજ સાથેની લડાઈથી પરવારી ગયો હતો, એટલે લશ્કર લઈને તેમની સામે બહાદુરીથી લડયો. લડતાં લડતાં માળવાના રાજાને હાથી પરથી પાડીને મારી નાખ્યો. તેનું સૈન્ય પોતાના દેશ તરફ નાસી ગયું, અને માળવા પહેલાંની પેઠે ગુજરાતના તાબામાં આવ્યું.

**મલ્લિકાર્જુન સાથે લડાઈ**—રાજા કુમારપાળ એક સમયે કચેરી ભરીને બેઠો હતો, તે વખતે કોંકણ પ્રાન્તમાંથી કેટલાક ભાટ આવ્યા. તેમણે ત્યાંના રાજા મલ્લિકાર્જુનને 'રાજપિતામહ' એટલે બધા રાજાઓનો દાદો કહી ઘણી કીર્તિ ગાઈ. આ સાંભળી રાજાને ગુસ્સો ચઢયો, પણ તે વખતે તે કાંઈ બોલ્યો નહિ. તેણે માત્ર ખંજર ઉપર પોતાનો હાથ નાખ્યો. આ સંજ્ઞાથી ઉદયનના પુત્ર આમ્રભટે રાજાને ખૂશ કરવા કોંકણ ઉપર ચઢાઈ કરવાની માગણી કરી. રાજા આથી અતિશય ખૂશ થયો, અને તેને ચઢાઈ કરવા માટે સેનાની ગોઠવણ કરી આપી. તેણે સેના લઈને મલ્લિકાર્જુન પર ચઢાઈ તો કરી, પરંતુ હારીને પાછો આવ્યો. આથી રાજાને મોં બતાવવા નહિ

જતાં પાટણ પાસે મુકામ કર્યો; અને કાળો તંબુ ઠોકાવી, કાળો પોશા પહેરી, કાળું છત્ર ધરાવવા લાગ્યો. આ વાતની રાજાને ખબર પડી એટલે તેણે આવી તેને દિલાસો આપ્યો. પછી બીજી વધારે સેના આપીને ફરીને ચઢાઈ કરવા મોકલ્યો. આ વખતે ગુજરાતની સેના ઘણીજ બહાદુરીથી લડી અને જીત મેળવી. મલ્લિકાર્જુન આમ્રભટની તરવારથી માર્યો ગયો, એટલે તેણે તેનો ખજાનો લૂટીને કુમારપાળ આગળ રજુ કર્યો. રાજાએ ખૂશ થઈ તેને મલ્લિકાર્જુનનો જે 'રાજપિતામહ'નો ખિતાબ હતો તે તેને આપ્યો.

**ચેદીના રાજાની ચઢાઈ**--કુમારપાળ સોમનાથની જાત્રાએ જવા માટે નીકળવાની તૈયારી કરતો હતો, એવામાં તેને ખબર મળી કે ચેદીનો રાજા ચઢી આવે છે. આ બાબતની પોતાના ખાનગી નોકરો મારફતે તપાસ કરાવતાં રાજાને ખબર મળી, કે મુસાફરીમાં રાજા રાતે હાથી ઉપર સૂતો હતો, તે વખતે તેના કોટમાંનો હીરામાણેકનો કંઠો એક વડના ઝાડની ડાળીમાં ભરાયો, અને હાથી ચાલી ગયો, એટલે ચેદીનો રાજા અધર લટકી મરણ પામ્યો છે.

**સાંભરના રાજા ઉપર ચઢાઈ**—એક વખતે કુમારપાળે સાંભરના રાજાને પૂજા વખતે ખભા ઉપર જનોઈની પેઠે નાખવાનું વસ્ત્ર મોકલવાની આજ્ઞા કરી. તે તેણે મોકલ્યું નહિ; તેથી તેને ઘણોજ ક્રોધ ચઢ્યો. આથી તેને જીતવાને ઉદયન મંત્રીના પુત્ર ચાહડને મોકલ્યો. ચાહડ વીજળીવેગે સાંભર જઈ પહોંચ્યો. તે દિવસે તે નગરમાં સાતસો+ કન્યાનાં લગન થતાં હતાં. તેમના કામમાં અડચણ ન આવે તેટલા માટે તેણે રાતે નગર બહાર રહીને કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને સવાર થતાં નગર તાબે કર્યું. પછી તેમાં લૂટ ચલાવીને કુમારપાળની દુવાઈ ફેરવી. લૂટમાં મળેલું ઘણું ધન તેણે માગણોને આપી દીધું. પછી વસ્ત્રના બદલામાં ત્યાંના સાતસો વણકરોને પકડી આણીને પાટણમાં વસાવ્યા. ઘણું દાન કરવાની ચાહડની ટેવ માટે રાજાએ તેને ઠપકો

+ કડવા કણબીની વસ્તી હશે, નહિતો આટલાં બધાં લગ્ન સાથે ન હોય.

આપ્યો; પરંતુ તેના શૌર્યથી પ્રસન્ન થઈને તેને 'રાજઘરટ્ટ' એટલે રાજાને દળી નાખનારનો ઇલ્કાબ આપ્યો.

**ધર્મનાં સ્થાનક બંધાવ્યાં**—લોકોપયોગી બાંધકામો માટે કુમારપાળની કીર્તિ સિદ્ધરાજ જેટલી લોકોમાં ચાલતી નથી; તોપણ તેણે કેટલાંક અગત્યનાં સ્થાનક બંધાવ્યાં હતાં. જુના કાળથી પ્રખ્યાતિ પામેલું સોમનાથનું દેવળ તેણે સુધરાવ્યું હતું. જૈન દેવળો પાછળ પણ ઘણો ખર્ચ કર્યો હતો. લગભગ ૧૪૪૪ જૈન દેવળો તેણે બંધાવ્યાની દંતકથા ચાલે છે.

**વિદ્વાનોને આશ્રય**—કુમારપાળ જાતે વિદ્વાન નહોતો, તોપણ તેના પ્રધાન વિદ્વાન હતા. તે પોતાના દરબારમાં વિદ્વાનોને અને તેમાં ખાસ કરીને સંસ્કૃત કવિઓને રાખતો. તેના બે મુખ્ય પંડિતો રામચંદ્ર અને ઉદયન જૈન હતા. ઉદયન મંત્રીના મરણ પછી કુમારપાળનો મુખ્ય મંત્રી કપર્દી નામનો વિદ્વાન અને સંસ્કૃત કવિ હતો. તેના મુખ્ય સલાહકાર અને ગુરુ હેમાચાર્ય તે વખતમાં સૌથી મોટા વિદ્વાન હતા.

**રાજ્યનો વિસ્તાર**—કુમારપાળના વખતમાં ગુજરાતના રાજાઓની સત્તા હિન્દના ઘણા ભાગ પર ચાલતી હતી. તેના રાજ્યની હદ ઉત્તરે તુર્ક દેશ, પૂર્વે ગંગા નદી, દક્ષિણે વિંધ્ય પર્વત, અને પશ્ચિમે અરબી સમુદ્ર સુધી હતી.

---

## ૨૩. હેમાચાર્ય.

ધંધુકા નગરમાં ચાચિંગ નામનો મોઢ વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ પાહિની હતું. તેને પેટે (સંવત ૧૧૪૫ના કારતક સુદ પુનમના રોજ) ચાંગદેવ નામના પુત્રનો જન્મ થયો. તે બાળક પાંચેક વર્ષનો થયો ત્યારે પાટણથી દેવચંદ્ર નામના આચાર્ય ધંધુકા આવ્યા હતા. તે વખતે ચાંગદેવ તેની માતા સાથે દેવચંદ્ર આચાર્યને પગે લાગવા ગયો હતો. ત્યાં બીજાં છોકરાં સાથે રમતો હતો, તેવામાં બાળપણના ચપળ સ્વભાવથી તે આચાર્યની ગાદી ઉપર ચઢી બેઠો. તેની આ હિંમત તથા બીજાં લક્ષણો જોતાં આચાર્યને લાગ્યું કે જો

તે દીક્ષા લે તો મહા નામના કરે તેવો છે. આથી પાહિની ઘેર ગયા પછી આચાર્ય સંઘને સાથે લઈ ચાચિંગને ઘેર ગયા. તે વખતે ચાચિંગ શેઠ પરગામ ગએલો હતો. પાહિનીએ સંઘનો સારી રીતે આદરસત્કાર કર્યો. પછી સંઘે આચાર્યને ચાંગદેવ આપી દેવા માગણી કરી. બાઈ ઘણીજ ધર્મિષ્ઠ હોવાથી પોતાના ધણીને પૂછ્યા વિના આચાર્યને ચાંગદેવ આપી દીધો. તેને લઈને આચાર્ય કર્ણાવટી ગયા, અને ઉદયન મંત્રીના છોકરા સાથે તેને ત્યાં રાખ્યો. ચાચિંગ પરગામથી ઘેર આવ્યો, ત્યારે પુત્ર આપી દીધાની તેને ખબર પડતાં તે ઘણોજ દીલગીર થયો, અને પુત્રનાં દર્શન કરતા સુધી નહિ ખાવાની બાધા લીધી. પછી ભૂખ્યો અને તરસ્યો સાધુને શોધતો તે કર્ણાવટી ગયો, અને ક્રોધે ભરાઈને તેણે આચાર્યને કહ્યું કે મારો પુત્ર મને પાછો સોંપી દો. આ વખતે ત્યાં ઉદયન મંત્રી બેઠા હતા તેમણે અને બીજા લોકોએ ચાચિંગને ઘણું સમજાવ્યો અને પુષ્કળ ધન આપ્યું; તેથી પોતાના પુત્રને આચાર્ય પાસે રહેવા દીધો.

ચાંગદેવ આઠ વર્ષનો થયો ત્યારે તેને દીક્ષા ( ધર્મક્રિયા કરવાનો હક ) આપી, તેમનું નામ સોમદેવસૂરિ પાડ્યું. ૨૧ વર્ષની ઉંમરે તેમણે સર્વ શાસ્ત્રોનો અભ્યાસ પુરો કર્યો, અને સમર્થ વિદ્વાન થયા. આથી તેમને આચાર્યની પદવી આપી, તેમનું નામ હેમચંદ્ર એટલે સોનાનો ચંદ્ર અથવા હેમાચાર્ય પાડ્યું. પોતાની વિદ્વતાથી તેઓ સિદ્ધરાજના દરબારમાં માનીતા થઈ પડયા હતા, અને કુમારપાળ તેમને પોતાના ગુરુ ગણતો હતો. તેમણે પ્રાકૃત ભાષાનું વ્યાકરણ અને બીજા ઘણા ગ્રંથો બનાવ્યા હતા.

## ૨૪. અજયપાળ.

કુમારપાળને કુંવર નહોતો, તેથી તેની પછી તેના ભાઈ મહીપાળનો દીકરો અજયપાળ ગુજરાતનો રાજા થયો. અજયપાળની રીતભાત સારી નહોતી, તેથી પોતાના ભાણેજ પ્રતાપમલ્લને રાજ્ય

આપવાની કુમારપાળની ઇચ્છા હતી. આથી અજયપાળે કુમારપાળને ઝેર આપી મારી નંખાવ્યો, અને રાજસત્તા પોતાના હાથમાં લીધી.

તેણે ગાદીએ બેઠા પછી તરતજ જૈન લોકો ઉપર જુલમ કરવા માંડયો. કુમારપાળે બંધાવેલાં જૈન દહેરાં તોડી નંખાવ્યાં. વળી કુમારપાળના માનીતા મંત્રી કપર્દીને પ્રથમ પ્રધાનની જગા આપી લાલચમાં નાખ્યો, અને તેણે પોતાનું કામ પુરૂં હાથમાં લીધું નહિ તેટલામાં તો તેના પર એવો આરોપ મૂક્યો કે તે મારી બરાબરી કરવાનો યત્ન કરે છે. એમ કહીને તેને કઢાઈમાં ઉકળતા તેલમાં નાખી મારી નંખાવ્યો. ત્યારપછી રામચંદ્ર કરીને એક જૈન અધિકારી હતો, અને જેણે સોએક તો ગ્રન્થ લખ્યા હતા તેને લાલચોળ તપાવેલા તાંબાના પતરા પર બેસવાનો હુકમ કર્યો. તે બિચારાએ દુઃખમાંથી છૂટવા માટે પોતાની મેળેજ જીભ કરડી પ્રાણ ખોયો. કુમારપાળનો પક્ષ કરનાર અને જૈન ધર્મી ઘણા માણસોના તેણે જીવ લીધા હતા.

આવા જુલમને લીધે તેણે ફક્ત ત્રણ વર્ષ રાજ્ય કર્યું. પછી વિજયદેવ નામના તેનાજ દ્વારપાળે તેના પેટમાં કટાર મારી તેનો પ્રાણ લીધો.

---

## ૨૫. બાળ મૂળરાજ.

અજયપાળ પછી તેનો દીકરો મૂળરાજ ઇ. સ. ૧૧૭૭માં ગાદીએ બેઠો. તે વખતે તેની ઉંમર ઘણી નાની હોવાથી તેને બાળ મૂળરાજ કહેતા. રાજા નાની ઉંમરનો હોવાથી તેની સંભાળ તેનો કાકો ભીમદેવ રાખતો હતો. રાજકારભારનું સઘળું કામ ભીમદેવજ કરતો હતો.

આ વખતે અફઘાનિસ્તાનમાં મહંમૂદ શાહબુદ્દીન ઘોરી રાજ્ય કરતો હતો. મૂળરાજ ગાદીએ બેઠા પછી બીજેજ વરસે એટલે ઇ. સ. ૧૧૭૮માં તે મુલતાનને રસ્તે સિંધ તથા કચ્છમાં થઈને ગુજરાત ઉપર ચઢી આવ્યો. ગુજરાતના બચાવ માટે ભીમદેવ સૈન્ય

લઈ સામો થયો, તેથી બંને વચ્ચે ભારે યુદ્ધ જામ્યું. લડાઈ ચાલતી હતી તે વખતે મૂળરાજની મા નાયકીદેવી રાજાને લઈને પાસેની ટેકરી પરથી યુદ્ધ જોતી હતી, અને સૈનિકોને હિંમત આપી લઢવાને ઉશ્કેરતી હતી. લડાઇમાં અતિશય કાપાકાપી ચાલી. છેવટે મુસલમાન બાદશાહને **ભીમદેવે** હરાવીને નસાડી મૂક્યો.

આ રાજા ફક્ત બેજ વર્ષ રાજ્ય ભોગવી પછી તે મરણ પામ્યો.

---

## ૨૬. ભીમદેવ બીજો અથવા ભોળોભીમ.

મૂળરાજ બીજા પછી **ભીમદેવ બીજો** ગુજરાતનો રાજા થયો. તે ઉતાવળીઓ અને ભોળો હતો તેથી લોકો તેને **ભોળોભીમ** કહેતા હતા.

**મુખ્ય રજપુત રાજ્યો**—જે વખતે ગુજરાતમાં **ભીમદેવ બીજો** રાજ્ય કરતો હતો, તે વખતે ગુજરાતની બહાર ઉત્તર હિન્દમાં બીજાં કેટલાંક રજપુત રાજ્યો હતાં. તેઓમાં દિલ્હીમાં અનંગપાળનું, અજમેરમાં સોમેશ્વર ચોહાણનું, અને કનોજમાં વિજયપાળ રાઠોડનું, એ મુખ્ય રાજ્યો ગણાતાં હતાં. વળી તે વખતે આબુગઢ ઉપર **પરમાર** જાતનું એક રજપુત રાજ્ય હતું. આ રાજ્યોએ સંપીને રહેવાને બદલે માંહોમાંહે કુસંપ કર્યો. તેનાં કડવાં ફળ તેમને ચાખવાં પડયાં.

**ભીમદેવ બીજો અને જેતસી પરમાર**—આબુના રાજા જેતસી પરમારને સલખ નામે કુંવર અને ઇચ્છન નામે રાજકુંવરી હતાં. ઇચ્છન કુમારી ઘણીજ રૂપવાન હતી. તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વરના પ્રતાપી પુત્ર પૃથ્વીરાજ ચોહાણ સાથે થએલો હતો. તેમ છતાં તેના સ્વરૂપથી મોહિત થઈને **ભોળાભીમે** તેનું માગું કર્યું. કુંવરીનો વિવાહ કરી દીધેલો હોવાથી અને **ભોળોભીમ** જૈનધર્મી હોવાથી આબુના રાજાએ ચોકખી ના પાડી. આથી **ભોળાભીમને** ઘણો ક્રોધ ચઢયો. તેણે તરતજ કચ્છ, ગીરનાર, સોરઠ, વગેરેના રાજાઓને લશ્કર સાથે મદદે બોલાવ્યા. પછી તેણે એકદમ આબુ ઉપર ચઢાઈ કરી. આબુના રાજાએ કુંવરીને અજમેર મોકલી દીધી. પછી તે સૈન્ય

લઈ સામો લડ્યો; પરંતુ તેમાં પરમારો હાર્યા અને ભીમનો જય થયો.

**અજમેર પર પહેલી ચઢાઈ**—ભીમદેવે કન્યા લેવા માટે અજમેર ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો, પણ તેની ફોજમાંના કેટલાક સમજુ પુરુષોએ તેમ કરવાને ના કહી, કેમકે તે વખતે શાહબુદ્દીન ઘોરી અજમેર ઉપર ચઢી આવેલો હતો. તેમણે સલાહ આપી કે ચોહાણો સાથે મળીને મુસલમાનોને હાંકી કાઢવાનો આ ઉત્તમ વખત છે. ભીમદેવે તેમની સલાહ માની નહિ; કારણ કે એક જૈન સાધુએ તેને ચઢાવ્યો, કે રજપુતનો દીકરો અપમાન સહન કરે એ ધિક્કાર ભરેલું છે. આથી ગુજરાતનું સૈન્ય અજમેર ઉપર ચઢ્યું. ત્યાં ચોહાણો તરફથી ચંદ બારોટે રાતના વખતે એકાએક ગુજરાતની ફોજ ઉપર છાપો માર્યો, તેથી તે જીવ લઈને નાસી ગઈ, અને બીજી તરફથી પૃથ્વીરાજે મુસલમાનોને હરાવીને નસાડી મૂક્યા.

**અજમેર પર બીજી ચઢાઈ**—ભોળોભીમ હારીને પાછો આવેલો હોવાથી ખીજવાએલો હતો. એવામાં ખીજવાટનું એક બીજું કારણ ઉભું થયું. ભીમના કેટલાક પીતરાઈ ભાઈઓ કંઇક તકરાર થવાથી ભીમ ઉપર બહારવટે નીકળ્યા હતા, અને લૂટફાટ કરતા કરતા ચોહાણો-ને આશ્રયે જઈ રહ્યા હતા. ત્યાં રાજસભામાં તેઓમાંના એકે મૂછે હાથ નાખ્યો, તેથી પોતાનું અપમાન થયું સમજીને એક ચોહાણે તેનો હાથ કાપી નાખ્યો. આથી તેના ભાઈઓને ક્રોધ ચઢ્યો, અને તેઓ તેમની સાથે લઢ્યા. તેમાં તેઓ માર્યા ગયા. ભીમને આ વાતની ખબર મળતાં તે વેર લેવાને તૈયાર થયો. તેણે ચોહાણો પર ચઢાઈ કરવાનો ઠરાવ નક્કી કર્યો. સોમેશ્વરને આ વાતની ખબર પડવાથી પૃથ્વીરાજને થોડા સૈન્ય સાથે દિલ્હીમાં રાખી બાકીનું સૈન્ય લઈ તે ભીમ સામો ધસી આવ્યો. આથી બંને વચ્ચે લડાઈ થઈ. તેમાં સોમેશ્વર મરાયો, અને ભીમનો જય થયો.

**પૃથ્વીરાજની ગુજરાત પર ચઢાઈ**—ગુજરાતના રાજાને હાથે પોતાના પિતાનું મરણ થયાની વાત સાંભળીને પૃથ્વીરાજનું શરીર

ગરમ ગરમ થઈ ગયું; અને તેની આંખો ક્રોધથી લાલચોળ થઈ ગઈ. વળી તેના સરદારોએ ઉશ્કેર્યો કે **ભીમ**ને મારીને ગુજરાત ઉજ્જડ કરે તોજ તું ખરો ક્ષત્રિય કહેવાય. આથી તેને વધારે જુસ્સો ચઢ્યો. તેણે તરતજ પોતાના બાપનું વેર લેવાનો નિશ્ચય કર્યો. પછી લશ્કર ભેગું કરીને તે ગુજરાત ઉપર ચઢી આવ્યો. આ વાતની **ભીમ**ને ખબર પડતાં તેણે પણ લડાઈની તૈયારી કરી. પૃથ્વીરાજનું લશ્કર ગુજરાતમાં પેઠું કે લોકો ડરથી નાસવા લાગ્યા. શત્રુની રાજધાની થોડે દૂર રહી એટલે પૃથ્વીરાજે દીવો, નીસરણી, જાળ, કોદાળી, અંકુશ, અને ત્રિશુળ આપી ચંદ બારોટને **ભીમ** પાસે મોકલ્યો. તેણે **ભીમ**ના દરબારમાં જઈને કહ્યું, કે પૃથ્વીરાજ પોતાના બાપનું વેર લેવાને ચઢી આવ્યો છે, માટે તું લડવાને તૈયાર થા. **ભીમે** કહ્યું, એ તો ઠીક, પરંતુ આ વિચિત્ર વસ્તુઓ સાથે શી લાવ્યા છો? ચંદે કહ્યું, કે પૃથ્વીરાજનો હુકમ છે કે તમે અંધારામાં સંતાઈ જાઓ, તો તમને દીવો લઈ શોધવા, આકાશમાં જાઓ તો નીસરણીએ ચઢી પકડવા. પાતાળમાં જાઓ તો આ કોદાળીથી, અને પાણીમાં પેસો, તો આ જાળથી પકડવા. આ અંકુશ વડે તમને વશ કરવા અને આ ત્રિશુળથી તમને મારવા. માટે દાંતે તરણું લઈ અમારા રાજાને શરણ થાઓ અથવા મરણ માગી લો. આવાં ગર્વનાં વચન સાંભળીને **ભીમ** પ્રથમ હસ્યો. પછી તેણે કહ્યું, કે 'જા, તારા રાજાને કહે, કે હું તેનાથી ડરતો નથી.' ત્યારપછી બંને વચ્ચે ભારે યુદ્ધ મચ્યું. તેમાં **ભીમ** હાર્યો અને માર્યો ગયો.

**ભીમ**દેવ પછી ત્રિભુવનપાળ ગુજરાતનો રાજા થયો. તેની પાસેથી ધોળકાના વાઘેલા રાણા **વીસળદેવે** ગુજરાતનું રાજ્ય લઈ લીધું હતું.

---



ભોળાભીમના દરબારમાં પૃથ્વીરાજનો સંદેશો લઈ આવેલો ચંદ બારોટ.

# ભાગ ૫મો.

## વાઘેલા વંશ.

### ૨૫. વાઘેલા વંશની સ્થાપના.

કુમારપાળ રાજાના વખતમાં ધવલપ્રસાદ નામે એક સોલંકી સરદાર હતો. તેણે ધવલપુર ( ધોળકા ) વસાવીને ત્યાં પોતાની સત્તા ફેલાવી હતી. તેનો પુત્ર અર્ણોરાજ તે કુમારપાળની માસીનો દીકરો થતો હતો. તેણે કુમારપાળની ઘણી સારી નોકરી બજાવી હતી. તે ઉપકારના બદલામાં રાજાએ તેને વાઘેલ ગામ ઇનામમાં આપ્યું હતું. તે ગામ પાટણથી દસ માઇલ દૂર હતું. આ વાઘેલ ગામ પરથી અર્ણોરાજના વંશજો વાઘેલા રજપુતો કહેવાયા, અને તેનો વંશ તે વાઘેલા વંશ કહેવાયો. તેના વંશજો આગળ જતાં ગુજરાતના રાજા થયા.

### ૨૬. લવણપ્રસાદ.

અર્ણોરાજનો કુંવર લવણપ્રસાદ ભોળાભીમનો પ્રધાન હતો. તે મહા પરાક્રમી અને બહાદુર લડવૈયો હતો. ભોળાભીમના વખતમાં ઘણા સરદારો મુલક દબાવી પડવાને પ્રયત્ન કરતા હતા, તેમની સાથે તે મરતાં સુધી લડયો હતો, પરંતુ તેમને ફાવવા દીધા નહોતા. તેણે રાજ્યમાં એવો સારો બંદોબસ્ત કર્યો હતો કે બીજા દેશના રાજાઓ તેના રાજ્ય પર ચઢાઈ કરતાં ડરતા હતા. એક વખત માળવાના રાજાએ ચઢાઈ કરી હતી, પણ લવણપ્રસાદની બહાદુરી જોઈને તેને પાછા જવું પડયું હતું. ત્યારપછી ગોધરાના રાજાને મદદે બોલાવી દેવગિરિના યાદવ રાજાએ ચઢાઈ કરી હતી. આ વખતે પણ નહિ ગભરાતાં તે અને તેનો પુત્ર વીરધવળ બંને સૈન્ય સાથે સામા ગયા,

અને ભરૂચ આગળ યાદવ રાજાને સજ્જડ હાર ખવરાવીને નસાડી મૂક્યો. ત્યાંથી તે ઉત્તર તરફ મારવાડમાં ગયો, અને મારવાડમાં આવેલા નાંદોલના સરદારને તેણે કતલ કર્યો.

ભોળોભીમ રાજા હતો, છતાં લવણપ્રસાદની સત્તા એટલી બધી હતી કે રાજાની પેઠે તે બીજા રાજાઓ સાથે સલાહ, લડાઈ, અને ગામનાં દાન કરી શકતો. તેણે સોમનાથ મહાદેવને એક ગામ દાનમાં આપ્યું હતું. પોતાના પુત્રની બહાદુરી જોઈને તેણે પોતાના જીવતાંજ રાજ્યનો કારભાર તેને સોંપી દીધો હતો.

## ૨૭ વીરધવળ.

રાણા વીરધવળે પોતાના હાથમાં રાજકારભાર આવતાં પ્રધાનની જગાએ વસ્તુપાળ અને તેજપાળ નામના જૈનધર્મી પોરવાળ વાણીઆને નીમ્યા હતા. તે બંને ભાઈઓ ઘણા બહાદુર હતા. તેમણે તેનું રાજ્ય વધારવામાં ઘણી સારી મદદ કરી હતી.

**વસ્તુપાળ અને તેજપાળ**—વસ્તુપાળ અને તેજપાળના વડવા ગુજરાતના રાજાઓનું પ્રધાનપદ ભોગવતા હતા, તેથી તેમની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. વસ્તુપાળ ઘણો વિદ્વાન અને બુદ્ધિમાન હતો, અને તેજપાળ ઘણો શૂરવીર અને યુદ્ધના કામમાં પ્રવીણ હતો. તેઓ જાત્રાએ નીકળેલા ત્યાંથી ફરતા ફરતા ધોળકે આવ્યા હતા. અહીં રાજાના ગોર સોમદેવે રાજા સાથે તેમનો મેળાપ કરાવ્યો. રાજાએ તેમના ગુણથી પ્રસન્ન થઈ તેમને પોતાના મંત્રી બનાવ્યા. બંને ભાઈઓએ મંત્રીપદ સ્વીકારતી વખતે રાજા પાસે એવી માગણી કરી કે 'કોઈની ભંભેરણીથી અમારા ઉપર તમારી ઈતરાજી થાય તો હાલ અમારી પાસે જે ત્રણ લાખની સમૃદ્ધિ છે તે લઈને અમને જવા દેવા. અમારૂં સર્વસ્વ લઈ લેવું નહિ.' આ વાત લવણપ્રસાદ અને વીરધવળે લેખીવચનથી કબુલ કરી, ત્યારેજ તેમણે મંત્રીપદ સ્વીકાર્યું. પછી વીરધવળે વસ્તુપાળને ધોળકા અને ખંભાતનો બંદોબસ્ત

રાખવાનો અધિકાર આપ્યો, અને તેજપાળને લડાઈનું કામ સોંપી પોતાની પાસે રાખ્યો.

કેટલોક વખત વીત્યા પછી તેઓ શેત્રુંજયની જાત્રા કરવા ગયા. રસ્તામાં લુટારાનો ડર લાગવાથી પોતાની પાસેની મીલકત દાટવાને વસ્તુપાળ અને તેજપાળ કાઠિઆવાડમાં હુડાલક ગામ છે ત્યાં ગયા. જમીન ખોદતાં ઉલટું તેમને બીજી પુષ્કળ દોલત હાથ આવી. આ બધી દોલત સાચવવાની બંને ભાઈઓને એટલી બધી ફીકર થવા લાગી કે તેમને ખાવાનું પણ ભાવતું નહિ. તેજપાળની ફીકરનું કારણ તેની સ્ત્રી અનુપમાના જાણવામાં આવ્યું, ત્યારે તેણે સલાહ આપી કે તમારી દોલત પર્વતની ટોચે ખરચો. ત્યાં તે બધાના જોવામાં આવશે, પણ તે કોઈથી લઈ લેવાશે નહિ.' આ સલાહ તેમનાં માતુશ્રીને અને વસ્તુપાળની સ્ત્રી લલિતાદેવીને પણ પસંદ પડી. આથી તેમણે આબુ, ગીરનાર, અને શેત્રુંજયના ડુંગરો ઉપર ઉમદા દેવળો બંધાવ્યાં.

આબુનાં દેવળ સૌથી ઉંચી કારીગરીનાં છે. તેઓનું કદ તથા બહારનો દેખાવ વખાણવા જેવો નથી, પણ અંદરની બાજુએ કોતરણી-નું કામ ઘણું વખાણવા લાયક છે. એ કોતરણી એવી બારીકાઈથી કરેલી છે કે જાણે મીણનાં બીબાંમાં ઉતારી હોય એવો ભાસ થાય છે. કારીગરોને પર્વત ઉપર કામ કરતાં ટાઢ વાય નહિ, એટલા માટે દરેક કારીગર પાસે સઘડી મુકાવી હતી, અને સાંજે ઉનાં ભોજન કરાવી બધાને જમાડવામાં આવતા. કોતરણીનું બારીક કામ કરનારને તેણે કોતરી કાઢેલી પત્થરની રજના વજન જેટલી ચાંદી મજુરી તરીકે આપવાંમાં આવતી હતી. આ દહેરાં પાછળ તેમણે સાડાબાર લાખ રૂપીઆનો ખર્ચ કર્યો હતો.

આ દેવળમાં દેરાણી જેઠાણીના બે ગોખલા બનાવેલા છે. તેની પાછળ નવ લાખ રૂપીઆ ખરચેલા કહેવાય છે. આ દેરાણી જેઠાણી તે વસ્તુપાળ અને તેજપાળની સ્ત્રીઓ હતી.

પરદેશના ઘણા મુસાફરો આ દહેરાં જોવા માટે આવે છે, અને તેઓ આ દહેરાં જોઈને આ દેશની જુની કારીગરીનાં ઘણાં વખાણ કરે છે.

**ગોધરાના ઘુંઘલ પર ચઢાઈ**—ગોધરામાં ઘુંઘલ નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા તેના રાજ્યમાં થઈને જે વણજારા ગુજરાતના બંદરે માલ લાવતા તેમને તે લૂટી લેતો. રાણાએ તેને તેમ નહિ કરવા કહેરાવ્યું. તેના જવાબમાં ઘુંઘલે પોતાના ભાટને કાજળની દાબડી અને સાડી આપીને વીરધવળ પાસે મોકલ્યો, અને કહેવરાવ્યું કે 'સઘળા રાજાઓને હું સ્ત્રી જેવા ગણું છું.' આ અપમાનનું વેર વાળવાને રાણાએ તેજપાળને લશ્કર આપી ઘુંઘલને વશ કરવા મોકલ્યો. ગોધરા થોડું દૂર રહ્યું એટલે તેજપાળ ત્યાં છાવણી નાખીને પડ્યો. પછી છુપી રીતે પોતાનાં માણસોને તે ગામની ગાયો વાળી લાવવાને મોકલ્યા. તેઓ ગાયો વાળીને આવતા હતા તેમની પાછળ ઘુંઘલની ફોજ પડી, અને વીજળી વેગે તેજપાળની છાવણી પાસે ધસી આવી. આથી તેની છાવણીમાં ગભરાટ ફેલાયો. ઘુંઘલના સૈનિકો ઘણા જોરથી લડતા હતા, તેથી તેઓની જીત થવાની વાર નહોતી; પરંતુ તેટલામાં તેજપાળે ઘુંઘલને ઘોડા પરથી પાડી નાખ્યો, અને કેદ કરી લીધો. પછી સૈન્ય સાથે ગોધરામાં દાખલ થઈ ઘણી લુટ મેળવી, અને એક સેવકને રાજ્યસત્તા સોંપી. ત્યારપછી તેજપાળ ઘુંઘલને લઈને ધોળકા આવ્યો. રાણાએ સભા વચ્ચે તેની મોકલાવેલી સાડી તેને પહેરાવી, અને કાજળની દાબડી કોટે બંધાવી. આ અપમાન સહન નહિ થવાથી તે જીભ કરડીને મરણ પામ્યો.

**દિલ્હીના પાદશાહની મહેરબાની મેળવી**—રાણા વીરધવળની સત્તા દિવસે દિવસે વધતી જતી હતી, તોપણ તેને દિલ્હીના પાદશાહનો ઘણો ડર લાગતો હતો. એક વખતે દિલ્હીના પાદશાહે ગુજરાત ઉપર ચઢાઈ કરી હતી, પરંતુ ત્યારે વસ્તુપાળે આબુના રાજાની મદદથી ઓચિંતો છાપો મારીને તેના લશ્કરને ઘેરી લઈ કાપી

નાખ્યું હતું. તોપણ તેના મનમાંથી પાદશાહનો ડર ઓછો થયો નહોતો. ત્યારપછી એક વખત પાદશાહની મા હજ ( મક્કાની જાત્રા) કરવા સારૂ ગુજરાતના બંદરે વહાણમાં બેસવા સારૂ આવી, ત્યારે વસ્તુપાળે યુક્તિ કરી ચાંચીઆ લોકો પાસે તેનું વહાણ લુટાવ્યું. પછી જ્યારે ફરિઆદ થઈ ત્યારે લૂટનો માલ પાછો અપાવી સારી બરદાસ કરી. તે હજ કરીને પાછી આવી ત્યારે પણ તેવીજ બરદાસ કરી, તેને સુખરૂપ દિલ્હી પહોંચાડી. વસ્તુપાળે કરેલી બરદાસની વાત જાણીને પાદશાહ તેના ઉપર ઘણો ખૂશ થયો, અને તેને ઇનામ માગવા કહ્યું. તેણે એટલુંજ માગ્યું કે તમારે મહેરબાની કરી ગુજરાતના રાજ્યને પીડા કરવી નહિ. તે વાત પાદશાહે કબુલ કરી. આ પ્રમાણે તેણે મહાન શત્રુના ભયમાંથી ગુજરાતને બચાવ્યું.

---

## ૨૮. વીસળદેવ.

**રાજ્યપ્રાપ્તિ**—વીરધવળને ત્રણ પુત્રો હતા. **વીરમ**, **વીસળ**, અને **પ્રતાપમલ્લ**. **વીરમ** શૂરવીર પણ ઘણો ઉતાવળીઓ અને સાહસિક હતો, પરંતુ **વીસળ** બહાદુર અને શાન્ત સ્વભાવનો હતો. આથી **વીરધવળની વીસળ** ઉપર ઘણી પ્રીતિ હતી, અને વસ્તુપાળ પણ તેનેજ માન આપતો. પોતાના પિતાની અવકૃપાથી તે **વીરમગામ** નામે ગામ વસાવીને ત્યાંજ રહેતો હતો. જ્યારે **વીરધવળ** માંદો પડ્યો ત્યારે તે પાટવી કુંવર હોવાથી રાજ્ય લેવા માટે ધોળકે આવ્યો, અને તોફાન મચાવ્યું. વસ્તુપાળે તેનું કંઈ પણ ચાલવા દીધું નહિ, અને **વીરધવળ** મરી ગયો એટલે **વીસળદેવ**ને ગાદીએ બેસાડ્યો. આથી ક્રોધે ભરાઈને **વીરમ** પોતાના સસરા પાસે મદદ માટે ગયો, અને પછી તે ત્યાંજ રહ્યો.

**વીસળદેવ ગુજરાતનો સ્વતંત્ર રાજા થયો**—વીસળદેવના બાપદાદા ગુજરાતના રાજાઓના આશ્રય તળે ધોળકાના રાણા તરીકે રાજ્ય અમલ ચલાવતા હતા. રાણા **વીસલદેવ**ને કોઈના તાબેદાર રહેવું પસંદ

પડ્યું નહિ, તેથી ઇ. સ. ૧૨૪૩માં ગુજરાતના રાજા ત્રિભુવનપાળ પાસેથી રાજ્ય જીતી લઈ પોતે અણહીલપુર પાટણમાં ગુજરાતના સ્વતંત્ર રાજા તરીકે રાજ્ય કરવા લાગ્યો.

**ત્રણ વર્ષનો દુકાળ**—આ રાજાના વખતમાં ત્રણ વર્ષનો (સંવત ૧૩૧૫ માં) ભારે દુકાળ પડ્યો હતો. તે વખતે હાલના બ્રિટિશ રાજ્યની પેઠે દુકાળના સંકટમાંથી લોકોને બચાવવાને રાજાએ ઘણાં બાંધકામ ઉઘાડીને ધંધે વળગાડ્યા હતા. આથી લોકો તેનાં ઘણાં વખાણ કરતા હતા. વળી એમ પણ કહેવાય છે કે **વીસલનગર** અને **ડભોઈનો** કિલ્લો તેણે બંધાવ્યાં હતાં અથવા દુરસ્ત કરાવ્યાં હતાં.

**ડભોઈનો કિલ્લો અને તેનું તળાવ**—વડોદરાથી ચાણોદ જવાની રેલવે ગાડીમાંથી આ કિલ્લો હાલમાં ખંડેર હાલતમાં નજરે પડે છે. તે **વીસળદેવ** રાજાએ બંધાવ્યો હતો. તે કિલ્લો બાંધવાને રાજાએ **હીરો** કડીઓ એ નામના કુશળ કારીગરને રોકયો હતો. તે વખતે રાજાની મા પાસે **તેલાં** નામે એક દાસી હતી. તેણે પોતાનું નામ અમર કરવાની ઇચ્છાથી પોતાના નામનું એક તળાવ બંધાવવા **હીરા** કડીઆને કહ્યું. **હીરાએ** તે વાત કબુલ કરીને તે તળાવ માટે જગા નક્કી કરી. પછી એક તરફ કિલ્લો બાંધવો શરૂ કર્યો, અને બીજી તરફ સારા કારીગરો રોકીને તેણે તળાવ બંધાવવું શરૂ કર્યું. કિલ્લો બાંધવાને જે પત્થરો આવતા હતા તેમાંથી સારા સારા પત્થરો તળાવ બાંધવામાં વાપર્યા હતા. આથી કિલ્લા કરતાં તળાવની મજબુતી સારી થઈ. કિલ્લો અને તળાવ સાથે પુરાં થયાં. તળાવ પુરૂં થતાં સુધી તે કોણ બંધાવે છે તેની કોઈને ખબર પડી નહિ. તળાવમાં વપરાએલા પત્થરોની ખોટ પૂરવાને તેણે કિલ્લાની દિવાલની ધાર પર પત્થરો અને વચ્ચે માટી તથા ઈંટો પૂર્યાં હતાં. આ વાત કોઈ રાજાને કહી શક્યું નહિ, કારણ કે **હીરા** ઉપર રાજાની ઘણી મહેરબાની હતી. આખરે આ વાત રાજાની માના જાણવામાં આવી. તેણે યુક્તિથી આ વાત રાજાને જણાવી. એક દિવસ તેણે રાજાને જમવા માટે વેડમી બનાવી.

રાજાએ કોઈ દિવસ વેડમી ખાધેલી નહિ, તેથી તેણે પોતાની માને પૂછ્યું કે આ પદાર્થનું નામ શું ? માએ કહ્યું, ભાઈ એ તો તારો ડભોઈનો કિલ્લો. રાજાને સમજ નહિ પડવાથી ખુલાસો પૂછ્યો, એટલે માએ જણાવ્યું કે જેમ આ વેડમીમાં બંને બાજુએ ઘઉંની રોટલી અને વચ્ચે ગોળ દાળનો માવો ભરેલો છે તેમ તારા કિલ્લામાં આજુબાજુ પત્થરો અને વચ્ચે માટી અને ઈંટો પૂરેલાં છે. આ વાત સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો, અને તરતજ તપાસ કરાવી. વાત ખરી માલમ પડતાં હીરા કડીઆ ઉપર રાજાને ઘણોજ ક્રોધ ચઢ્યો. રાજાએ તેને જીવતોજ કિલ્લામાં ચણાવી ઘાલવાનો હુકમ કર્યો.

આ વખતે કારભારીઓએ રાજાને સમજાવ્યો કે આવો કુશળ કારીગર કોઈ દિવસ કામનો છે. તે ઉપરથી રાજાએ તેને દરવાજા આગળ કોટમાં ચણાવ્યો, પરંતુ તેના ડોકાનો ભાગ ખુલ્લો રખાવ્યો. તે દરવાજાવાળી ભાગોળ હીરા ભાગોળના નામથી હજુ પણ જાણીતી છે. છ માસ સુધી તેની સ્ત્રીએ ફક્ત ઘી પાઈને તેને જીવતો રાખ્યો. ત્યારપછી એક દરવાજાની કમાન બેસાડવાની બાકી હતી તે કોઈથી બેઠી નહિ, તેથી છ માસે હીરાને બહાર કાઢ્યો કમાન બેસાડવાની કળા બતાવીને તરતજ તે બહારનો પવન લાગવાથી મરણ પામ્યો. તેણે બંધાવેલું તળાવ સુંદર લાગવાથી રાજાએ રહેવા દીધું. એ તળાવ દાસીના નામથી તેન તળાવ કહેવાયું. ત્યાં પાછળથી એક ગામ વસ્યું છે, તે પણ તેન તળાવ એ નામથી ઓળખાય છે. તે ડભોઈથી પાંચેક માઇલ દૂર છે.

---

## ૨૯. કરણઘેલો.

વીસળદેવના મરણ પછી અર્જુનદેવ અને સારંગદેવ નામના બે રાજાઓ પાટણની ગાદીએ થયા હતા, પરંતુ તેમના વખતમાં કંઈ પણ જાણવા લાયક બનાવ બન્યા નથી. ત્યારપછી કરણદેવ

ગુજરાતનો રાજા થયો. આ અણહીલપુરની ગાદીએ બેસનાર છેલ્લો રજપુત રાજા હતો. તે તેના ઉતાવળીઆ અને અવિચારી સ્વભાવને લીધે કરણઘેલો કહેવાતો.

**પ્રધાનની સ્ત્રીનું હરણ**—કરણ રાજાને માધવ અને કેશવ નામે બે નાગર બ્રાહ્મણ પ્રધાન હતા. તેઓ રાજકાજમાં ઘણાજ હોશિયાર હતા. માધવની સ્ત્રી રૂપસુંદરી ઘણી રૂપવાન હતી. એક દિવસે રાતે શણગાર સજીને પોતે માતાના દેવળમાં પૂજન કરવાને જતી હતી, તે વખતે કરણ રાજા નગર બહારથી ફરીને પોતાના મહેલ તરફ જતો હતો. આ વખતે રાજાની નજરે તે સ્ત્રી પડી. તેના રૂપથી મોહિત થવાથી તે પોતાની પ્રજાના પિતા તરીકેનો ધર્મ ભૂલી ગયો. તેણે તેને પોતાની પટરાણી બનાવવાનો મનમાં નિશ્ચય કર્યો. માધવ જો હાજર હશે તો પોતાનો હેતુ પાર પાડવામાં વિઘ્ન નડશે. આથી રાજ્ય માટે ઘોડા ખરીદવાને બહાને તેને કચ્છમાં મોકલ્યો.

ત્યારપછી રૂપસુંદરીને પોતાના મહેલમાં લઈ આવવાને સૈનિકો મોકલ્યા. તેઓ માધવના ઘર આગળ ગયા, અને તેમણે તેના ભાઈ કેશવને રૂપસુંદરી તેઓને સોંપી દેવાનું કહ્યું, આ સાંભળી તેને ઘણો ગુસ્સો ચઢ્યો, અને ક્રોધથી તેની આંખો લાલચોળ થઈ ગઈ. તેણે ક્રોધમાં જવાબ દીધો કે 'હું નાગર બચ્ચો છું, તેથી જ્યાંસુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાંસુધી મારી ભાભીને કોઈ હાથ લગાડી શકે તેમ નથી.' તેણે તેમને પાછા જવાને ઘણુંએ સમજાવ્યા, પણ તેમણે માન્યું નહિ. છેવટે પોતે હથિઆર બાંધી સામો થયો, અને ઘણા સૈનિકોને કાપી નાખ્યા; પરંતુ ઝાઝા આગળ બિચારા એકલા કેશવનો શો હિસાબ ! ઘણા સૈનિકો એકદમ સામટા તેના પર તૂટી પડયા, અને તેમણે કેશવને મારી નાખ્યો. પછી તેઓ રૂપસુંદરીને કરણના મહેલમાં લઈ ગયા. આ પ્રમાણે ભાભીનો બચાવ કરતાં તેણે પોતાનો પ્રાણ ખોયો. કેશવની સ્ત્રી ગુણસુંદરી તેની પાછળ સતી થઈ. માધવનો

મહેલ સ્મશાન ભૂમિ સમાન થઈ ગયો. શહેરની રૈયત રાજાને ફીટકાર આપવા લાગી અને ડરવા લાગી.

થોડા દિવસ પછી માધવ આવ્યો ત્યારે આ ખબર સાંભળીને તે ઘણોજ દીલગીર થયો. તે દીલગીર થઈને બેસી રહ્યો નહોતો, પણ રાજાની ઉપર વેર લેવાની તક તે શોધતો હતો. વેર લેવાના ઇરાદાથી તે થોડા દિવસ પછી દિલ્હી ગયો, અને ગુજરાતનું રાજ્ય જીતી લેવાને દિલ્હીના પાદશાહને સમજાવ્યો.

**અલાઉદ્દીનની ગુજરાત પર ચઢાઈ**—ગુજરાતમાં જે વખતે કરણદેવ રાજ્ય કરતો હતો, તે વખતે દિલ્હીની ગાદીએ અલાઉદ્દીન પાદશાહ રાજ્ય કરતો હતો. તેણે પોતાના કાકાને મારીને રાજ્ય લીધું હતું, તેથી તે અલાઉદ્દીન ખુનીના નામથી ઓળખાતો હતો. માધવના સમજાવ્યાથી તેણે ઇ. સ. ૧૨૯૭માં પોતાના ભાઈ અલફખાન તથા પ્રધાન નસરતખાનને ફોજ આપી ગુજરાત જીતવા મોકલ્યા. તેઓ દેશ લૂટી પાયમાલ કરતા કરતા અણહીલપુર આવી પહોંચ્યા. કરણદેવ લશ્કર લઈને સામો થયો, પરંતુ તેના દુરાચારથી કંટાળેલી રૈયતે તેને સહાય કરી નહિ. આથી તે હારી ગયો. મુસલમાનોએ અણહીલપુરનો કિલ્લો તાબે કરી ત્યાં પોતાનાં થાણાં બેસાડયાં.

પાટણનો કબજો કર્યા પછી તેઓ ખંભાત લૂટવા ગયા. તે વખતે ખંભાત વેપારીઓથી ભરેલું દ્રવ્યવાન શહેર હતું. ત્યાંથી તેમને ઘણીજ લૂટ મળી. વળી અહીંથી નસરતખાને એક વેપારીના દેખાવડા ગુલામને બળાત્કારે લઈ લીધો. તેને તેઓ દિલ્હી લઈ ગયા. તે ગુલામ પાછળથી પાદશાહની પ્રીતિ મેળવી મલેક કાફુરને નામે ઘણે ઉંચે દરજ્જે ચઢયો હતો. ખંભાત લૂટી મુસલમાનો કાઠિઆવાડમાં ગયા. મહંમૂદે નાશ કર્યા પછી સોમનાથ મહાદેવની ફરીને સ્થાપના કરી હતી, તે દેવળનો તેમણે નાશ કર્યો. તે સિવાય તેમણે ઘણાં જૈન દેવળો તોડી નાખી તેના પત્થરો મસીદો બાંધવામાં વાપર્યા. ઘણા હિન્દુઓનાં ઘર લૂટી લીધાં. લગભગ ઇ. સ. ૧૨૯૭થી

૧૩૦૪ એટલે સાત વર્ષ સુધી આખા ગુજરાતમાં અંધેર ચાલ્યું. આખરે ઇ. સ. ૧૩૦૪માં અલફખાનને ગુજરાતનો સુબો નીમ્યો, એટલે કંઇક શાન્તિ થઈ.

**કરણની દુર્દશા**—કરણ રાજા પોતાનું રાજ્ય છોડી નાશી ગયો, ત્યારે તેને પોતાની દોલત તથા રાણીઓને પાછળ મૂકી જવી પડી. એ રાણીઓમાંની એક કૈલાદેવી નામે હતી. તે બીજી રાણીઓ કરતાં વધારે ખૂબસુરત હતી. તેને પકડીને દિલ્હી લઈ ગયા. ત્યાં તે અલાઉદ્દીન પાદશાહની માનીતી બેગમ થઈ. પાદશાહ તે બેગમને ઘણું માન આપતો, તોપણ તેનું મન ઉદાસ રહેતું. તેનું કારણ એવું હતું કે દેવળદેવી નામે તેની નાની દીકરી પાછળ રહી ગઈ હતી. તેને તેડાવી પોતાની પાસે રાખવાની તેની ઘણી ઇચ્છા હતી. એ કુંવરી તેના બાપ કરણ સાથે હતી. કરણ આ વખતે ગુજરાત અને દેવગિરિ વચ્ચે આવેલા બાગલાણના ડુંગરોમાં ભટકતો હતો. મોટી થતાં દેવળદેવીનું રૂપ તેની માના જેવું દીપી નીકળ્યું હતું, તેથી દેવગિરિના યાદવ રાજાએ તેની જોડે લગ્ન કરવા ઇચ્છા જણાવી. તે જાતે મરાઠો હતો. કરણ રાજા નાસતો ફરતો હતો, અને રક્ષણ માટે તેને બીજાની મદદની જરૂર હતી, તોપણ તેને રજપુત હોવાનું અભિમાન હતું. રજપુતની કન્યા મરાઠાને પરણે એ તેને અઘટિત લાગ્યું.

આ વખતે ખંભાતથી પકડી આણેલો ગુલામ પાદશાહનો માનીતો થઈ પડ્યો હતો. પાદશાહે તેને મલેક નાયબનો ખિતાબ આપીને લશ્કરનો સેનાપતિ નીમી દક્ષિણ જીતવા મોકલ્યો. મલેક કાફુરને મદદ કરવાને ગુજરાતના સુબાને પણ હુકમ કર્યો હતો. આ ચઢાઇની વાત કૈલાદેવીના જાણવામાં આવી ત્યારે તેણે દેવળદેવીને શોધી કાઢી દિલ્હી મોકલાવી આપવાનો સરદારોને હુકમ કરવા પાદશાહને પ્રાર્થના કરી. આથી મુસલમાન ફોજ બાગલાણ તરફ કૂચ કરી કરણ પાછળ પડી. પ્રથમ મલેક કાફુરે કરણને સંદેશો મોકલ્યો કે દેવળદેવીને સોંપી દો, પણ તેણે તેમ કરવા ના પાડી. આથી તેની સાથે

લડાઈ થઈ. કરણે બે માસ સુધી અલફખાન સામે ટક્કર ઝીલી, અને બહાદુરીથી લડયો. આખરે બે તરફથી આફતમાં સપડાઈ જવાથી તેણે દેવળદેવીને યાદવ રાજા સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો. પછી તેણે તેને દાસીઓ અને રખવાળો આપી દેવગિરિ મોકલી દીધી.

રસ્તે જતાં એ માણસોને કેટલીક મુસલમાન ફોજ મળી. બંને વચ્ચે ઝપાઝપી થઈ. તેમાં કુંવરીનો ઘોડો ઘાયલ થયો, તેથી તે ભોંય પર પડી. મુસલમાનોએ તેને ઝાલી લીધી, અને તે દેવળદેવી છે એવું માલમ પડવાથી તેને દિલ્હી લઈ ગયા. દેવળદેવી ફરીને મળી તેથી કૈલાદેવીને આનંદ થયો, પણ બિચારા કરણના દુઃખનો પાર રહ્યો નહિ. દેવળદેવીના રૂપથી મોહિત થઈને પાદશાહના શાહજાદા ખીજરખાનની તેની સાથે પરણવાની ઇચ્છા થઈ; પરંતુ શાહજાદાની માની મરજી તેની જોડે પરણવા દેવાની નહોતી. આથી બીજી શાહજાદી સાથે તેનું લગ્ન કર્યું. શાહજાદાનું દીલ આથી નારાજ થયું, અને તેને લીધે તેનું શરીર નબળું પડી ગયું. આખરે માએ પોતાની હઠ છોડી દીધી, અને પાદશાહને સમજાવી દેવળદેવી સાથે શાહજાદાને પરણાવી બીજી બેગમ કરવા દીધી. મુસલમાન શાહજાદાનું લગ્ન હિન્દુ રાજકન્યા સાથે થયું તે વિષે ફારસી ભાષામાં સુંદર કાવ્ય રચાયું. બિચારો કરણ આખરે ડુંગરોમાં રખડી રવડીને મરણ પામ્યો.

---

# ભાગ ૬ટ્ઠો.

## ગુજરાતમાં મુસલમાની રાજ્ય.

### ૩૦. દિલ્હીના સુબાઓનો અમલ.

ગુજરાતનો છેલ્લો રજપુત રાજા કરણ વાઘેલો હારીને નાસી ગયો, તે પછીનાં ૧૦૦ વર્ષ સુધી દિલ્હીના પાદશાહોએ નીમેલા મુસલમાન સુબાઓ ગુજરાતમાં અમલ ચલાવતા હતા. સૌથી પહેલો સુબો અલફખાન હતો. તેના પછીનાં સો વર્ષમાં લગભગ ચોદેક સુબાઓ નિમાયા હતા. આ સુબાઓ દિલ્હીના પાદશાહને ખંડણી મોકલી આપતા. જે સુબો વધારે ખંડણી મોકલતો તે વધારે લાયક ગણાતો, અને સુબાગીરી પર લાંબી મુદત સુધી રહી શકતો. આથી સુબાઓ પ્રજા પાસેથી કરવેરા ઉઘરાવવામાં ઘણો જુલમ કરતા. વળી કેટલાક તોફાની સુબાઓ દિલ્હીના પાદશાહને ખંડણી મોકલતા નહિ, તેથી તેમની પાસેથી ખંડણી વસુલ કરવાને પાદશાહ લશ્કર લઈ ચઢી આવતા. કેટલીક વખત હિન્દુ રાજાઓ મુસલમાન સુબાના તાબા-માંથી નીકળી જવાને બળવા કરતા. આથી વારંવાર લઢાઈઓ થતી. આવી સ્થિતિમાં બિચારી રૈયત પાયમાલ થતી. લશ્કરી સિપાઈઓ ગામો લૂટતા, ખેતરોનો પાક લૂટી લેતા, અને રૈયતને પીડતા. પ્રજાને પોતાના જાનમાલની સલામતી નહોતી. તેને લીધે વેપાર અને બીજા ધંધા બંધ પડી ગયા. રાજાપ્રજા વચ્ચેની પ્રીતિ ઓછી થઈ ગઈ. સુબાઓનો ઘણો વખત લઢાઈઓ લડવામાં જતો, તેથી તેઓ રૈયતને સુખી કરવાને કંઈ પણ કરી શકતા નહિ. આથી ગુજરાતમાંથી વિદ્યા-કળા અને હુન્નર પડી ભાગ્યાં, અને ગુજરાતની પડતી દશા થઈ.

# ગુજરાતના સ્વતંત્ર સુલતાનો.

## ૩૧. મહમ્મદશાહ પહેલો.

જેમ જેમ વખત ગયો તેમ તેમ દિલ્હીના પાદશાહોની સત્તા ઘટવા માંડી. તેઓમાંના કેટલાક દુરાચરણી નીકળ્યા, તેથી તેઓ તાબાના સુબેદારોને દાબમાં રાખી શક્યા નહિ. આવા પાદશાહોની નબળાઈનો લાભ લઈને દૂરના પ્રાંતોના હાકેમોએ બંડ કર્યાં, અને તેમણે દિલ્હીના પાદશાહને ખંડણી ભરવી બંધ કરી. પછી તેઓ સ્વતંત્રપણે અમલ ચલાવવા લાગ્યા. આવી રીતે સુલતાન થઈ બેસનારાઓમાં ગુજરાતનો સુબો જાફર પણ હતો. કરણનું રાજ્ય ગયા પછી સુમારે સો વરસે એ અમીરે પોતાના દીકરા તાતારખાનને નાસિરૂદ્દીન મહંમદશાહ એ નામથી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો. તેણે અશાવલને પોતાની રાજધાની બનાવી. કેટલાકનું કહેવું એમ પણ છે કે તેણે પોતાના બાપને પકડીને અશાવલના કિલ્લામાં કેદ કર્યો, અને પોતે નાસિરૂદ્દીન મહંમદશાહ એ ઇલ્કાબ ધારણ કરીને ગુજરાતની ગાદીનો માલીક થયો. ત્યારપછી નાંદોદના રાજાને હરાવી પાટણને રસ્તે થઈ દિલ્હી ઉપર ચઢાઈ કરવાને તે પાટણ ગયો. ત્યાં તેના બાપના કોઈ મળતીઆએ તેને ઝેર આપી મારી નાખ્યો.

## ૩૨. મુજફ્ફરશાહ.

**દીકરાની ગાદી પર બાપ**—મહમ્મદશાહના મરણ પછી અમીર ઉમરાવોએ જાફરખાનને ખાસ વિનતિ કરી કે તમારા વિના ગુજરાતના મુલકનો બરાબર બંદોબસ્ત બીજા કોઈથી જાળવી શકાશે નહિ, માટે તમારેજ ગાદીએ બેસવું. આ વિનતિ સ્વીકારી જાફરખાન પંડે મુજફ્ફરશાહ નામ ધારણ કરીને ગુજરાતનો પાદશાહ થયો.

**માળવા અને કચ્છ પર ચઢાઈઓ**—ગાદીએ બેઠા પછી તેણે માળવા પર ચઢાઈ કરવાને પોતાના પૌત્ર અહમદને લશ્કર આપી મોકલ્યો. તેણે ત્યાંનો કિલ્લો તાબે કરીને ત્યાં પોતાના મિત્ર હુસંગને ગાદીએ બેસાડયો. પછી તે પાટણ આવ્યો.

ત્યારપછી મુજફ્ફરશાહે જુના વખતથી જાણીતા કચ્છ તાબાના કંથકોટના કિલ્લા પર ચઢાઈ કરવાને પોતાના એક સરદારને લશ્કર લઈને મોકલ્યો, પણ તેમાં તેને ફતેહ મળી નહિ.

**મુજફ્ફરશાહનું મરણ**—મુજફ્ફરશાહના વખતમાં અશાવલના કોળીઓ રાજ્યમાંના ધોરી રસ્તા પર લૂટફાટ કરીને પ્રજાને હેરાન કરતા હતા. તેમને સજા કરવાને મુજફ્ફરશાહે પોતાના પૌત્ર અહમદને મોકલ્યો. અહમદ લશ્કર લઈને પાટણ બહાર નીકળ્યો, અને ખાન સરોવરને કાંઠે મુકામ કર્યો. અહીં તેણે વિદ્વાનોને બોલાવી પૂછ્યું, કે કોઈ માણસ બીજાના બાપને વિના કારણે ઝેર આપી મારી નાખે તો તેણે બાપનું વેર લેવું કે નહિ ? બધા વિદ્વાનોએ જવાબ આપ્યો કે વેર લેવું એ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ નથી. આ પ્રમાણે આજ્ઞાપત્ર લખાવી અહમદે પોતાની પાસે રાખ્યું. બીજે દિવસે સવારે તે એકદમ શહેરમાં પાછો આવ્યો, અને મુજફ્ફરશાહને કેદ કરી ઝેરનો પ્યાલો પીવાને ધર્યો. આ વખતે મુજફ્ફરશાહે કહ્યું, પુત્ર, તું આટલી બધી ઉતાવળ શા માટે કરે છે ? આ સર્વ તારેજ વાસ્તે હતું. કુરાનમાં લખ્યું છે કે '**જયારે મોતનું તેડું આવે છે, ત્યારે એક ઘડી પણ આઘીપાછી થતી નથી.**' પછી તેણે અહમદને શિખામણ આપી કે તારે દારૂ પીવો નહિ, અને આ કામ કરવાની તને જેમણે સલાહ આપી હોય તેમને મારી નાખવા. આ પ્રમાણે કહીને પછી ઝેરનો પ્યાલો પીને મુજફ્ફરશાહ મરણ પામ્યો. આ ઘોર કર્મ કર્યા પછી તે એટલો બધો પસ્તાયો કે ત્યારપછી તે કદી હસ્યો નથી.

---



અહમદશાહ પોતાના દાદા મુજફ્ફરશાહને કેદ કરી ઝેરનો પ્યાલો પાય છે

## ૩૩. અહમદશાહ ૧લો.

**હાકેમોના બળવા**—અહમદખાન દાદાના મરણ પછી અહમદશાહ નામ ધારણ કરી ગુજરાતનો સુલતાન થયો. તેના ગાદીએ બેઠા પછી થોડા દિવસે તેના કાકાના દીકરા વડોદરાના હાકેમે ગાદી માટે દાવો કર્યો. તેણે ફોજ એકઠી કરી નડિઆદ આગળ અહમદશાહની સેનાને હરાવી. અહીં બળવાખોરોમાં માંહોમાંહે ટંટા થવાથી કેટલાક માફી માગીને અહમદશાહને શરણે થયા, પરંતુ વડોદરાનો હાકેમ ખંભાત તરફ નાસી ગયો. ત્યાં તેને સુરતનો હાકેમ મળી ગયો. સુલતાન ખંભાત આવે છે એમ જાણીને તેઓ ભરૂચ ગયા. સુલતાને પાછળ પડીને ભરૂચને ઘેરો ઘાલ્યો. અહીં તેમની ફોજ સુલતાનની ફોજ સાથે મળી ગઈ. આથી તેઓ તાબે થયા, અને સુલતાને તેમને માફી આપી.

**અમદાવાદ વસાવ્યું**—અશાવલનો આશો ભીલ જે લૂટફાટ કરતો હતો તેના ઉપર હુમલો કરીને અહમદશાહે તેને હરાવ્યો, અને રસ્તાઓ નિર્ભય કર્યા. પછી સાબરમતી નદીને કાંઠે પોતાના નામ પરથી અહમદાબાદ શહેર વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. લોકોમાં એવી વાત ચાલે છે કે એક વખત સુલતાન સાબરમતીના કાંઠા ઉપર શિકારે ગયો હતો, ત્યારે નદીની ભેખડમાંથી નીકળેલો એક સસલો તેના શિકારી કુતરાની સામો થયો. એ જોઈ પાદશાહ નવાઈ પામ્યો, અને બોલી ઊઠયો કે જે જગામાં સસલાં આવાં બળવાન પેદા થાય છે, ત્યાં માણસો કેવાં બળવાન પેદા થઈ શકે! આવા વિચારથી તેણે અમદાવાદ શહેર વસાવ્યું. હજુ પણ લોકોમાં કહેવાય છે કે **'જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહને શહેર બસાયા.'**

**માણેકનાથ સાધુ**—અમદાવાદ શહેર વસાવ્યા પછી પાટણથી રાજગાદી ઉઠાવી અમદાવાદમાં આણી, અને હોશિયાર કારીગરોની મદદથી શહેરને કોટ બંધાવવો શરૂ કર્યો. તે વખતે અમદાવાદમાં હાલ જ્યાં માણેકચોક છે ત્યાં માણેકનાથ નામનો એક સાધુ રહેતો

હતો. માણેકચોકમાં લોકોની વસ્તી વધતી જતી જોઈને તે સાબરમતી નદીના કાંઠા પર રહેવા ગયો. કાંઠા ઉપર તેના રહેવાના સ્થળ આગળ કોટની દિવાલ આવતી હતી. આથી કોટ બંધાતાં મારે અહીંથી પણ ખસવું પડશે એમ લાગવાથી તેણે સુલતાનને કહેવરાવ્યું કે 'શહેરને કોટ કરવાનું બંધ રાખવું.' સુલતાને એ વાત કાને ધરી નહિ, અને કોટ બાંધવાનું કામ ચાલુ રાખ્યું. લોકોમાં એવી વાત ચાલે છે કે માણેકનાથ સવારમાં ઊઠીને ખજુરીની ચીપો લઈને સાદડી ગૂંથતો, અને સાંજ પડયા પછી તેને ઉકેલી નાખતો. જેમ જેમ તે સાદડી ઉકેલતો તેમ તેમ દહાડે કડીઆ અને મજુરોએ ઘણી ઉતાવળ અને મહેનત કરીને કરેલું કોટનું ચણતર ધીમે ધીમે ઉખડી પડતું.

આ પ્રમાણે કેટલાક દિવસ ચાલ્યા પછી સુલતાનને ખબર પડી, તેથી તે પોતે સાધુની બેઠકે ગયો. તેણે સાધુને કહ્યું કે ગામમાં વાત ચાલે છે કે તમારી મરજી કોટ થવા દેવાની નથી, અને તમે ઈલમ કરી રોજ જેટલું કામ થાય છે તેટલું તોડી પાડો છો. ખરેખર, જો તમારી મરજી એમજ હશે કે મારે કોટ કરવો નહિ, તો હું તે કામ બંધ રાખીશ, પરંતુ મહેરબાની કરીને મને એકાદ ઈલમ બતાવો. પ્રથમ તો સાધુએ ના પાડી, પણ સુલતાને ઘણી આજીજી કરી ત્યારે તેણે કહ્યું, કે હું આ ઝારીમાં પેસી નાળચા વાટે બહાર નીકળી શકું છું. આ સાંભળીને સુલતાન નવાઈ પામ્યો હોય તેવો દેખાયો. પછી તેણે કહ્યું, કે સાધુ મહારાજ, એ વાત કંઈ મારા માનવામાં આવતી નથી, માટે મહેરબાની કરીને કરી બતાવો. આથી માણેકનાથ ઝારીમાં પેઠો. પછી જેવો બહાર નીકળવા જાય છે તેવુંજ સુલતાને નાળચાનું મોં બંધ કરી દીધું. સાધુએ મોં છોડી દેવાને ઘણુંએ કહ્યું, પણ તેના જવાબમાં સુલતાને કહ્યું કે હવે હાથમાં આવેલા તે તમને કેમ છોડું? તમારા ઈલમથી બહાર નીકળાય તો નીકળો. આથી સાધુએ જીવવાની આશા છોડી દીધી. પછી તેણે સુલતાનને કહ્યું, કે હે પાદશાહ, હવે તારૂં ધારેલું કામ સુખે પાર પાડ, પણ મારાં બે સ્થાનક તારા નવા

શહેરમાં રહેવા દેજો. સુલતાને તેમ કરવાને વચન આપ્યું. તે પછી સાધુએ પ્રાણ છોડયો. સુલતાને પોતાનું વચન પાળવાને બંને સ્થાનકો જ્યાં હતાં ત્યાંજ રહેવા દીધાં છે. એક માણેકચોકની વચમાં છે, અને બીજું નદી કિનારે કોટની પાસે છે.

**અમદાવાદની આબાદી**—અમદાવાદ શહેર વસાવવામાં સુલતાનને ચાર પવિત્ર પુરુષોએ મદદ કરી હતી. તેઓ અહમદના નામથી ઓળખાતા હતા. શહેરમાં ભદ્ર નામે મજબુત કિલ્લો, એક મહેલ, અને એક સુંદર મસીદ તેણે બંધાવ્યાં. તેણે મહોલ્લાના રસ્તા પહોળા રખાવી સુંદર મકાનો બંધાવ્યાં, અને શહેરના લોકોને પાણી પુરૂં પાડવા માટે હાથમતી નદીનો પ્રવાહ બદલ્યો. વળી તેણે બીજી વધારે સુંદર મસીદ બંધાવી હતી તે જુમામસીદને નામે જાણીતી છે. શહેરની આબાદી વધારવાને સુલતાને પાસેના તેમજ દૂરના મુલકોમાંથી વેપારીઓને, વણકરોને, અને હોંશિયાર કારીગરોને તેડાવી વસાવ્યા. આથી વેપાર અને ઉદ્યોગ માટે અમદાવાદ શહેર પ્રખ્યાત થયું. આજે પણ કહેવાય છે કે અમદાવાદ ત્રણ તાર ( સુતર, રેશમ, અને કસબ ) પર જીવે છે.

**ઈડરના રાજાની હાર**—સુલતાન અહમદશાહ શહેર વસાવવામાં રોકાયો હતો, તેજ વર્ષમાં વડોદરા અને સુરતના હાકેમોએ ઈડરના રાજાની મદદથી બળવો કર્યો. પછી તેઓ ઈડરના કિલ્લામાં ભરાયા. સુલતાને ફતેહખાનની સરદારી નીચે ફોજ મોકલવાથી તેઓ ત્યાંથી નાસીને મોડાસાના કિલ્લામાં ભરાયા. આથી સુલતાને મોડાસાના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ઘેરો ત્રણ દિવસ રહ્યો એટલામાં ઈડરના રાજાએ જાણ્યું કે હવે જીતાવાની આશા રહી નથી, માટે તેણે સુલતાન સાથે સલાહ કરવાની યુક્તિ કરી. તેણે વડોદરા તથા સુરતના હાકેમોના ઘોડા તથા હાથી પકડીને સુલતાનની હજુરમાં મોકલ્યા; તથા તેમનો સામાન લૂટી લીધો. આથી તે બંને હાકેમો ચિતોડ તરફ નાસી ગયા ત્યાં માર્યા ગયા. ઈડરના રાજાએ ભેટ મોકલવાથી તેને માફી

આપી, તેની પાસેથી યોગ્ય ખંડણી લેવાનું ઠરાવી સુલતાન પાછો ફર્યો.

**જુનાગઢ અને સિદ્ધપુર પર ચઢાઈઓ**—ઇ. સ. ૧૪૧૪માં સુલતાન અહમદશાહે જુનાગઢ ઉપર ચઢાઈ કરી. લઢાઈમાં જુનાગઢનો રાજા હારી જવાથી ગીરનારના કિલ્લામાં ભરાયો. સુલતાનથી એ કિલ્લો લેવાયો નહિ, પણ જુનાગઢનો કિલ્લો તેણે જીતી લીધો. આથી ત્યાંના રાજાએ તાબે થઈ ખંડણી આપવી કબુલ કરી. આ જોઈને સોરઠના બીજા રાજાઓ ડરી ગયા, અને તેમણે પણ ખંડણી આપવી કબુલ કરી. પછી સુલતાન બે સરદારોને ખંડણી ઉઘરાવવાનું કામ સોંપીને અમદાવાદ પાછો ફર્યો.

બીજે વરસે સિદ્ધપુર ઉપર ચઢાઈ કરી. ત્યાં તેણે હિન્દુ દેવળને ઠેકાણે મસીદ બંધાવી.

**હુસંગની ગુજરાત પર ચઢાઈ**—આ વખતે જુનાગઢનો રાવ, ચાંપાનેરનો રાવળ, નાંદોદનો રાજા, ઈડરનો રાવ, અને ઝાલાવાડનો રાજા, તેઓ અહમદશાહને ખંડણી ભરનારા જોરાવર રાજાઓ હતા. તેમાંના ચાંપાનેર, ઈડર, નાંદોદ, વગેરેના રાજાઓએ માળવાના રાજા હુસંગને ગુજરાત ઉપર ચઢાઈ કરવાને ઉશ્કેર્યો. આ વાતની અહમદશાહને ખબર પડવાથી તેણે ઝડપથી સામા જઈને તેને મોડાસા આગળથી પાછો વાળ્યો, અને હુસંગને તેડાવનાર રાજાઓને ઠપકો આપી માફી આપી. આ તકનો લાભ લઈને સોરઠના ખંડીઆ રાજાઓમાંના કેટલાક ખંડણી આપવી બંધ કરી સામા થયા. તે સર્વેને તેણે ધીરજ અને ખંતથી હરાવ્યા, અને શાન્તિ ફેલાવી. પછી પાદશાહે માળવાના સુલતાન હુસંગ ઉપર ચઢાઈ કરી તેને હરાવ્યો.

બીજે વરસે ચાંપાનેર પર ચઢાઈ કરી. આ કિલ્લો તેનાથી જીતાયો નહિ, પરંતુ આસપાસનો મુલક લૂટી ઉજ્જડ કર્યો.

**કિલ્લા બંધાવ્યા**—પોતાના તાબાના મુલકમાં અહમદશાહે ઠામ ઠામ કિલ્લા બંધાવ્યા, અને દુશ્મન રાજાઓના કિલ્લા તોડી પડાવી તેમને નરમ પાડ્યા. માળવાના સુલતાનોને અમદાવાદના સુલતાનો

સાથે વારંવાર લડાઈઓ થતી હતી. આથી તેણે માળવાની સરહદ પર દોહદનો કિલ્લો બંધાવ્યો હતો. ઈડરના રાવ અમદાવાદના સુલતાનોને વારંવાર ઘણું સતાવતા હતા, પણ તેમને હરાવવાનું કામ મુશ્કેલ હતું; કારણ કે સુલતાનની ફોજ આવતી ત્યારે તેઓ ડુંગરોમાં ભરાઈ જતા. આથી તેમની પૂઠે જઈ શકાતું નહિ. આ કારણથી ઈડરના રાવ ઉપર કાયમનો અંકુશ રાખવાને હાથમતી નદીના કિનારા ઉપર તેણે અહમદનગરનો કિલ્લો બંધાવ્યો.

**બહારવટીઆ વરહો અને જેતો**—કરણઘેલાના નાસી ગયા પછી તેના વંશના બે બહારવટીઆ વરહો અને જેતો લૂટફાટ કરતા હતા. એક વખત તેઓ એક ગામની ભાગોળે મુકામ કરીને રહ્યા હતા. તે જગાએ થઈને એક ખેડુત ગાડું લઈને જતો હતો. તેને તેની સાથેના ચાકરે કહ્યું કે અહીં બહારવટીઆનો ભો છે, માટે આપણે સાવચેતી રાખવી પડશે. ખેડુતે સામો જવાબ આપ્યો કે તેમનો ડર રાખવાનું કંઈ પણ કારણ નથી, કેમકે તેઓની પાસે મારા જેવો કોઈ બહાદુર પુરુષ નથી. આ વાત પેલા બહારવટીઆએ સાંભળી. તેમણે ખેડુતને તેમ કહેવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે ઠાકોર, મારા જેવો માણસ તમારી પાસે હોત તો ક્યારનોએ ગરાસ પાછો મળ્યો હોત. આમ રખડવાથી અને રૈયતને હેરાન કરવાથી ગરાસ કંઈ પાછો મળવાનો નથી, અને તમારો દહાડો વળવાનો નથી. તેણે સલાહ આપી કે જો પાદશાહની બેગમનો રથ જતાં આવતાં અટકાવો તો તમને તમારો ગરાસ પાછો મળે. આ સલાહ તેમને ઠીક લાગી. આથી તેમણે એક વખતે અહમદશાહની બેગમનો રથ કોઈ જગાએથી આવતો રોક્યો, અને વાળીને લઈ જવા માંડ્યો. બેગમે તેમ કરવાનું કારણ પૂછ્યું, એટલે તેમણે પોતાની હકીકત કહી. બેગમે તેઓનો ગરાસ પાછો અપાવવાનું વચન આપ્યું, ત્યારે તેને જવા દીધી. ઘેર જઈ બેગમે પાદશાહ પાસે માગણી કરી કે વરહા અને જેતાને તેમનો ગરાસ પાછો આપો, કેમકે તેમણે મારી લાજ રાખી

છે, અને મેં તેમને વચન આપ્યું છે. આથી પાદશાહે તેમને બોલાવી-ને તેમનો ગરાસ પાછો સોંપ્યો, અને તેમણે પોતાની બેન લીલાને પાદશાહ સાથે પરણાવી. ત્યારપછી તે બંને ભાઈઓ પાદશાહની પાસે રહ્યા અને પાદશાહના માનીતા થઈ પડયા.

આ બંને ભાઈઓ એક વખત પાદશાહના મહેલના ઝરૂખામાં બેઠા હતા. તે વખતે બિહોલનો ઠાકોર સામંતસિંહ ત્યાં થઈને જતો હતો. રાજકુટુંબના માણસ સિવાય બીજા કોઈથી તે વખતે છત્રી ઓઢી શકાતી નહિ, તેથી સામંતસિંહ તાપમાં માથે લુગડું ઢાંકીને જતો હતો. તેને જોઈ વરહા અને જેતાએ મશ્કરીમાં કહ્યું, કે આ માથાઢંકો કોણ જાય છે ? આથી સામંતસિંહને અતિશય ક્રોધ વ્યાપ્યો. તેણે ગુસ્સામાં જવાબ આપ્યો કે જેઓએ પોતાની બેન દીકરીઓ મુસલમાનોને આપી હોય તે માથું ઢાંકે. મારે શા માટે ઢાંકવું પડે ? આટલું બોલીને તે ચાલતો થયો. આ સાંભળીને બંને ભાઈઓને ઘણું ખોટું લાગ્યું, તેથી તેમણે એક યુક્તિ રચી.

આ વખતે સામંતસિંહને એક દીકરી હતી. તેનું લગ્ન પાદશાહ સાથે કરાવવાને તેમણે પાદશાહ પાસે માગણી કરાવી. પ્રથમ તો સામંત-સિંહે ના પાડી, પરંતુ જ્યારે પાદશાહે અતિશય આગ્રહ કર્યો, ત્યારે તેણે ઉપર ઉપરથી મરજી બતાવી. પાદશાહે તે ફરી ન જાય તેને માટે ઊંટ પર લાદીને તેને ત્યાં દ્રવ્ય મોકલાવ્યું. તે દ્રવ્યથી તેણે પોતાના નગરને કિલ્લો બંધાવ્યો, અને દારૂગોળો એકઠો કર્યો. પછી લગ્નનો દિવસ ઠરાવી પાદશાહને પરણવા બોલાવ્યો. ગામની ભાગોળે મુકામ આપ્યો. પછી જે માણસો નગરમાં પ્રથમ દાખલ થયા, તેમને ગોળીથી ઠાર કર્યા. તે વખતે મુકામના માણસોએ ધાર્યું કે દારૂખાનું ફૂટતું હશે. પણ થોડી વારમાં કપટ જણાઈ ગયું તેથી લડાઈ શરૂ થઈ. લડાઈ છ માસ સુધી ચાલી. છેવટે સામંતસિંહ હાર્યો તેથી નાસી છૂટયો. તેણે નાસતાં પહેલાં પોતાની દીકરી ઈડરના રાજા સાથે પરણાવી દીધી હતી, તેથી તે પોતે હવે બહારવટું કરવા લાગ્યો. આખરે

પાદશાહે થાકીને તેની સાથે સલાહ કરી, તેને તેની જાગીર પાછી આપી.

**માહીમ પાછું લીધું**—માહીમ બેટનો ગુજરાત તરફનો સુબો મરણ પામ્યો, એટલે દક્ષિણના બ્રાહ્મણી રાજાએ તેનો કબજો લીધો. આ વાતની સુલતાન અહમદશાહને ખબર પડતાં તેણે પોતાના નાના દીકરાને લશ્કર આપી જીતવા મોકલ્યો. તેણે દીવ, ઘોઘા, અને ખંભાત બંદરનાં વહાણ એકઠાં કરી જમીન તથા દરીઆ માર્ગે પ્રથમ થાણા પર હુમલો કરી એ શહેર જીતી લીધું. ત્યારપછી માહીમ પણ જીતી લીધું.

**અદલ ઇન્સાફ**—સુલતાને પોતાની બહાદુરીથી દેશમાં બંદોબસ્ત અને આબાદી સ્થાપ્યાં હતાં. વળી ન્યાય આપવામાં પણ તે ચતુર અને પ્રામાણિક હતો. એક વખત સુલતાનના જમાઈએ જુવાનીના તોરમાં અને સુલતાનની સાથેની સગાઈના જોરમાં એક માણસનું ખૂન કર્યું. સુલતાને તેને પકડાવી કાજી પાસે મોકલ્યો. કાજીએ જેનું ખૂન થયું હતું તેના વારસોને ખુની પાસેથી ફકત ૪૦ ઊંટ નુકસાની તરીકે અપાવી રાજી કર્યો, અને સુલતાનની આગળ આણ્યો. સુલતાને કહ્યું, 'ખૂન થએલા પુરુષનો વારસ પુંજી લઈ રાજી થયો હશે, પણ હું તે સજા સ્વીકારતો નથી. આ કામમાં જેવો ગુનો છે તેવોજ બદલો આપવો જોઈએ.' એમ કહી ખુનીને બજારમાં ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો.

વળી એક દિવસ સુલતાન સાબરમતી નદી પરના મહેલના ઝરૂખામાં બેઠો હતો. ત્યાંથી તેણે નદીના પાણીમાં ડબકાં ખાતી એક કોઠી દીઠી. ને કોઠી બહાર કઢાવી જોતાં માલમ પડ્યું કે તેમાં એક મુડદું મૂકી મોં બંધ કરેલું છે. સુલતાને શહેરના તમામ કુંભારોને બોલાવ્યા, અને એ કોઠી કોણે બનાવી છે તે પારખવાનું ફરમાવ્યું. કુંભારોમાંના એક જણે કહ્યું કે એ કોઠી મેં બનાવેલી છે, અને પાસેના ગામના મુખીને વેચાતી આપી છે. સુલતાને તે મુખીને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. પછી તપાસ કરતાં જણાયું કે તેણે

એક વાણીઆને મારી નાખી કોઠીમાં ઘાલી તે કોઠી નદીમાં વહેતી મૂકેલી છે. સુલતાને તે ખુની મુખીને ફાંસીએ લટકાવવાનો હુકમ કર્યો. આવા ન્યાયથી અને સખત દેખરેખથી તેના રાજ્યમાં ગુના ઓછા થઈ ગયા.

**રાજ્ય વ્યવસ્થામાં સુધારા**—સુલતાને લશ્કરી ખાતાના અમલદારોને તથા લશ્કરી સિપાઈઓને અડધા પગાર જેટલી જાગીર અને અડધો પગાર રોકડા રૂપીઆ આપવાનો ઠરાવ કર્યો. જાગીર આપવાનો હેતુ એવો હતો કે તેઓ ખેતી કરી દેશની દોલતમાં વધારો કરે. વળી તેઓ દેશના વતની થઈને રહે, અને દેશનું રક્ષણ કરવામાં તનમનથી મદદ કરે, તથા દેવામાંથી મુક્ત રહે. પગાર આપનાર અધિકારીઓને દાબમાં રાખવાને, હિસાબ રાખનાર સુલતાનના ગુલામ પૈકીના અને પગાર આપનાર ખાનદાન કુટુંબના માણસો રાખ્યા. આમ કરવાનો હેતુ એવો હતો કે તેઓ દોસ્તી કરીને પ્રજા પર જુલમ ગુજારે નહિ.

**રાજ્યની હદ**—અહમદશાહ મરણ પામ્યો ત્યારે ઉત્તરે રજપુતાનાથી દક્ષિણે મુંબઈની થડમાં માહીમ લગી અને પશ્ચિમે જુનાગઢથી પૂર્વે માળવાની હદ લગી તેની સત્તા જામી હતી.

**સુલતાનનું મરણ**—કાળ કોઈને છોડતો નથી તેથી આવા બહાદુર અને ન્યાયી સુલતાનને પણ તેણે જતો કર્યો નહિ. જુવાની-માં કરેલો મોટો ગુનો દયાળુ પ્રભુ માફ કરશે એવી આશામાં તેનો કાળ થયો. તેને ઉમદા કબરમાં દાટયો હતો. એ કબર આજે પણ માણેકચોકમાં જોવામાં આવે છે. તે સ્થળ પાદશાહનો હજીરો એ નામથી જાણીતું છે. તેણે વસાવેલા શહેરમાં હજી લગી તેના માનમાં દર શુક્રવારે ગુજરી ( મેળો ) ભરાય છે.

## ૩૪. મહમ્મદશાહ બીજો.

**અહમદશાહ** પછી તેનો ઉદાર અને મોજીલો કુંવર બીજો **મહંમદશાહ** તેની ગાદીએ બેઠો. પાદશાહ થયા પછી તે મોજશોખમાં પડી ગયો અને રાજકાજમાં બીલકુલ ધ્યાન આપ્યું નહિ. તે દાન આપવામાં ઉદાર હતો તેથી લોકો તેને ધનદાતા કહેતા. તેણે સરખેજમાં શેખ અહમદ ગંજબક્ષની કબર અને રોજો બંધાવ્યાં હતાં.

સિંધમાં ઠઠ્ઠા નામે એક નગર છે ત્યાંના જામની દીકરી બીબી મુઘલીને તે પરણ્યો હતો. તેનાથી તેને ફતેહખાન નામનો પુત્ર થયો હતો. તે પાછળથી **મહંમૂદ** બેગડો નામ ધારણ કરીને ગુજરાતનો સુલતાન થયો હતો.

**ચઢાઈઓ**—**મહમ્મદે** ઈડરના રાજા પર ચઢાઈ કરી તેને હરાવ્યો, પણ તેણે પોતાની કુંવરીનું લગ્ન પાદશાહ સાથે કરવાનું કબુલ કરવાથી તેને ત્યાંનો હાકેમ કાયમ રાખ્યો.

ત્યારપછી તેણે ડુંગરપુરના રાવળ ઉપર ચઢાઈ કરી. પ્રથમ તે રાજા ડુંગરામાં ભરાઈ બેઠો, પણ પાછળથી પાછા આવી તેણે ખંડણી ભરવાની કબુલ કરી, તેથી તેનો મુલક તેની પાસે રહેવા દીધો.

વળી **મહંમદશાહે ચાંપાનેર** પર ચઢાઈ કરીને ત્યાંનો કિલ્લો જીત્યો. ત્યારપછી તેને ખબર પડી કે **ચાંપાનેર**ના રાજાની મદદે **માળવા**નો રાજા આવે છે, તેથી ડરીને તે ગોધરા તરફ પાછો ફર્યો. છતાં **માળવા**ના રાજાએ ગુજરાત તરફ પોતાની કૂચ જારી રાખી. આથી ડરીને પાદશાહ **દીવ** ભણી નાસી જતો હતો, તેવામાં તેના અમીરોએ તેના બાયલાપણાથી કંટાળીને તેને ઝેર અપાવી મારી નંખાવ્યો, અને તેના શાહજાદા કુતુબશાહને ગાદીએ બેસાડયો.

---

## ૩૫. કુતુબશાહ.

**માળવાના સુલતાનની ચઢાઈ**—મહંમદશાહ પછી તેનો શાહજાદો કુતુબશાહ સુલતાન થયો. તેના વખતમાં માળવાના સુલતાને ગુજરાત ઉપર ચઢાઈ કરી. તે પ્રથમ વડોદરા લૂટીને નડિઆદ ગયો. નડિઆદના બ્રાહ્મણોએ એક ગાંડા હાથીને મારી નાખવામાં બહાદુરી બતાવી, તેથી માળવાનો રાજા આશ્ચર્ય પામ્યો. ત્યાંથી તે કપડવણજ ગયો. અહીં આગળ કુતુબશાહે સામા આવીને તેને હરાવ્યો, પણ માળવાના સુલતાને છાવણીમાં ધસી જઈને તેનો તાજ તથા નંગથી જડેલો કમરબંધ લઈ લીધો. માળવાના સુલતાનને ગુજરાત ઉપર ચઢાઈ કરવાને ઉશ્કેરનાર મુજફ્ફરખાન હતો. તેને પકડી ઠાર કરવામાં આવ્યો, અને તેનું માથું કપડવણજના દરવાજા ઉપર ચોઢવામાં આવ્યું.

**કાંકરીઉં તળાવ બંધાવ્યું**—કપડવણજથી પાછા આવી કુતુબશાહે અમદાવાદથી દક્ષિણે લગભગ એક માઇલ છેટે હોઝીકુતબ અથવા કાંકરીઉં તળાવ બંધાવ્યું. ઇ. સ. ૧૪૫૪. આજે લગભગ પાંચસો વર્ષ થયાં છતાં હજુ પણ તે ઘણી સારી હાલતમાં છે. તળાવમાં પાણી ભરવાને ખારી નદીમાંથી એક નહેર ખોદેલી છે, તેથી જ્યારે પાણી ભરવું હોય છે, ત્યારે તેમાં નદીનો પ્રવાહ વાળવામાં આવે છે.

**ચિતોડ પર ચઢાઇ**—ચિતોડમાં આ વખતે કુંભો રાણો રાજ્ય કરતો હતો. તે મહા બળવાન હતો. તેણે પોતાના રાજ્યમાં ૮૪ મજબુત કિલ્લા બંધાવ્યા હતા. પ્રખ્યાત સ્ત્રી કવિ **મીરાંબાઈ** એ કુંભા રાણાની રાણી હતી. આ રાણાએ **નાગોર**ના રાજાને **નાગોર**નો કોટ તોડી પાડવાની શરતે રાજ્ય અપાવવામાં મદદ કરી હતી. તે શરત તેણે પાળી નહિ, તેથી રાણાએ તેના પર ચઢાઈ કરવાની તૈયારી કરવા માંડી. પણ તેટલામાં **નાગોર**ના હાકેમે પોતાની બેટી ગુજરાતના સુલતાનને પરણાવી. આથી સુલતાને **નાગોર**ના રાજાની મદદે લશ્કર મોકલ્યું, પણ તે હારી ગયું. રાણો **નાગોર**નો મુલક લૂટીને **ચિતોડ** ગયો. આ હારનું વેર વાળવાને સુલતાને બીજી વાર **ચિતોડ** પર ચઢાઈ કરી.

આ વખતે રસ્તામાં સુલતાનની છાવણીમાં જઈ શિરોહીના રાજાએ અરજ કરી કે મારો આબુનો કિલ્લો રાણાએ મારી પાસેથી છીનવી લીધો છે તે મને પાછો અપાવો. આથી સુલતાને પોતાના સરદાર મલિક શાબનને આબુનો કિલ્લો જીતવા મોકલ્યો; અને પોતે ચિતોડ ઉપર ચઢયો. મલિક શાબન આબુની ખીણમાં સપડાયો. તેની ઉપર ચારે બાજુથી ડુંગર પરથી દુશ્મનો તૂટી પડયા. આથી લડાઈ થઈ તેમાં તે હાર્યો, અને તેનાં ઘણાં માણસ માર્યા ગયાં. ત્યારપછી સુલતાન પણ રાણા સાથે મિત્રતા કરીને પાછો ફર્યો.

ત્યારપછી માળવાના સુલતાને રાણાનો મુલક જીતીને અર્ધો ભાગ લેવાની શરતે મદદ કરવા કહ્યું. તે વાત કુતુબશાહને ગમી નહિ, તેથી તેણે એકલાએ ત્રીજી વાર ચિતોડ પર ચઢાઈ કરી. આ વખતે રસ્તામાં જતાં તેણે આબુનો કિલ્લો જીતી લીધો, અને શિરોહીના રાજાને સોંપ્યો. પછી તે ચિતોડ તરફ ધસ્યો. રસ્તામાં રાણો તેની સામે આવ્યો, અને બંને વચ્ચે લડાઈ થઈ. રાણો હારી જવાથી પોતાની રાજધાનીમાં જઈને ભરાયો. કુતુબશાહે તેની રાજધાની ચિતોડને ઘેરો ઘાલ્યો. રાણાએ ખંડણી આપવાની અને નાગોરના રાજાને ઈજા નહિ કરવાની કબુલાત આપી ત્યારે ઘેરો ઉઠાવી લઈ તે ગુજરાત તરફ પાછો ફર્યો. ત્રણ માસ પછી રાણાએ નાગોર પર ચઢાઈ કરી. આ વખતે કુતુબશાહ દારૂ પીવાની કુટેવથી એટલો નબળો પડી ગયો હતો કે તે ઘોડા ઉપર બેસી શકતો નહોતો, તોપણ પાલખીમાં બેસીને ફોજ સાથે નીકળ્યો. ગુજરાતની ફોજ આવવાની વાત જાણીને રાણો પાછો ફર્યો, તેથી કુતુબશાહ પણ અમદાવાદ પાછો આવ્યો. બીજે વરસે શિરોહી અને કોમલમેરને રસ્તે થઈ ચિતોડ પર સવારી કરીને તે મુલક ઉજ્જડ કર્યો.

ત્યારપછી થોડા વખતમાં તે મરણ પામ્યો. કેટલાક કહે છે કે તેને અકસ્માત તરવાર વાગવાથી મુઓ, અને કેટલાક કહે છે કે તેની બેગમે ઝેર આપી મારી નાખ્યો.

આ સુલતાનની સજા ઘણી સખત હતી. ગુનેગારને અને ખરાબ રીતે ચાલનારને તે તરવાર કે ખંજરથી મારી નંખાવતો. એનો રાજ્યનો બધો સમય લડાઈઓ લડવામાં ગયો હતો, અને તેના હાથમાંથી મદીરાનો પ્યાલો દૂર થયો નહોતો.

---

## ૩૬. મહંમૂદ બેગડો.

બેગડો—આ સુલતાને પોતાના અમલ દરમિઆન જુનાગઢ અને પાવાગઢ એ બે ગઢ જીત્યા હતા, તેથી તેનું નામ મહંમૂદ બેગડો પડ્યું છે. બીજી વાત એવી પણ કહેવાય છે કે એક માણસ બીજાને મળતી વખતે બે હાથ પહોળા કરે છે તેમ જે બળદનાં બે શીંગડાં ડાબા જમણી લાંબાં હોય તેવા બળદને હિંદમાં ‘ બેગડા ’ કહે છે. સુલતાનની મૂછો આવા બળદનાં શીંગડાંની પેઠે બે બાજુએ લાંબી વધેલી હતી, તેથી તે બેગડો કહેવાતો.

ખોરાક—મહંમૂદ બેગડાની ખોરાક પચાવવાની શક્તિ ભીમસેન જેવી હતી. દર રોજ એક મણ ખોરાક તેને વાસ્તે ખાસ તૈયાર થતો. એકી વખતે પાંચ શેરની ખીચડી તે ઉડાવી જતો. રાત્રે સૂતી વખતે પણ તેના પલંગ નીચે ખાવાનું મૂકી રાખવું પડતું. દર રોજ સવારમાં ઊઠીને નિમાજ પઢીને એક કટોરો મધ અને એક કટોરો ઘી તથા અઢીસો સોનેરી કેળાં તે ખાઈ જતો. વળી કેટલીક વાર તે ઝેર પણ પાચન કરી શકતો. તેને ઠાઠ ઘણો વહાલો હતો. તે ખાવા બેસતો ત્યારે ઓછામાં ઓછાં પચાસ વાજીંત્ર એક પછી એક વાગતાં.

બળવો સમાવ્યો—સુલતાન ગાદીએ બેઠા પછી કેટલાક રાજદ્રોહી અમીરોએ તેના મહેલ પર ધસારો કર્યો. આ વખતે સુલતાને સામટા પાંચસો છસો હાથી પાસે તેમના પર હુમલો કરાવ્યો, અને પોતે પણ ઉઘાડી તરવાર લઈને સામો ગયો. આથી અમીરો વીલે મોઢે પાછા ફર્યા, અને બીજા બળવાખોરો હથિઆર ઉતારી મૂકીને ઘેર નાસી ગયા. આ વખતે સુલતાનની ઉંમર ૧૪ વર્ષની હતી,

છતાં એક ડાહ્યા વૃદ્ધ માણસના જેવી અક્કલ વાપરીને તેણે ન્યાય આપવા માંડયો. આથી સુલતાનનો શરૂઆતથી સારો દાબ બેસી ગયો.

**બ્રાહ્મણી સુલતાનને મદદ**—માળવાના સુલતાને દક્ષિણના બ્રાહ્મણી રાજ્ય પર ચઢાઈ કરી. બ્રાહ્મણી સુલતાને મહંમૂદ બેગડાની મદદ માગી. આથી મહંમૂદ એકદમ માળવાના સુલતાનની સામો ધસ્યો. ગુજરાતનો સુલતાન સામો આવે છે, આ વાત જાણીને માળવાનો સુલતાન ગોંડવાનને રસ્તે થઈ પાછો ફર્યો. રસ્તામાં પાણીની તંગીને લીધે તથા ગોંડ લોકોના હુમલાથી તેનાં પાંચ છ હજાર માણસ મરણ પામ્યાં. બ્રાહ્મણી રાજાએ ગુજરાતના સુલતાનનો ઉપકાર માન્યો, અને તે રાજધાની તરફ પાછો ફર્યો. બીજે વરસે ૯૦ હજાર માણસ-ની ફોજ લઈને માળવાના સુલતાને ચઢાઈ કરીને દોલતાબાદ સુધીનો પ્રદેશ ઉજ્જડ કર્યો. બ્રાહ્મણી રાજાએ ફરીને મદદ માગી. ગુજરાતનો સુલતાન આવે છે એવું સાંભળી માળવાનો સુલતાન પાછો ફર્યો. આ વેળા મહંમૂદ બેગડાએ માળવાના સુલતાનને લખી જણાવ્યું કે હવેથી જો તમે દક્ષિણ ઉપર ચઢાઈ કરશો તો હું તમારા માંડુ ગઢ પર ચઢી આવીશ.

**જુનાગઢ પર ચઢાઈ**—ઇ. સ. ૧૪૬૭માં મહંમૂદે જુનાગઢ ઉપર ચઢાઈ કરી ત્યાંના માંડળિક રાજાને હરાવી તાબેદારી કબુલ કરાવી. બીજે વરસે તેના જાણવામાં આવ્યું કે જુનાગઢના રાજાએ સોનાનું છત્ર તથા બીજાં રાજ્યચિહ્ન સાથે મૂર્તિ પૂજવા જવાનું બંધ કર્યું નથી, તેથી તેણે જુનાગઢ ઉપર ફરીને લશ્કર મોકલ્યું. આ વખતે રાજાએ નજરાણું આપવાથી સેના પાછી આવી. વળી બે વર્ષ પછી સુલતાને જુનાગઢ અને ગીરનાર જીતી લેવાના ઇરાદાથી ચઢાઈ કરી. આ વખતે જુનાગઢના રાજાને મુસલમાની ધર્મ સ્વીકારવાને આજ્ઞા કરી. આથી રાવ ગભરાઈને ગીરનારના કિલ્લામાં ભરાયો. સુલતાને તે કિલ્લાને બે વર્ષ સુધી ઘેરો રાખ્યો. આખરે ખોરાકની તંગી પડવાથી રાવ બહાર આવ્યો અને કિલ્લાની કુંચીઓ સુલતાનને સોંપી

મુસલમાન થયો. રાવ મરતો બચ્યો, પરંતુ આ વખતે સોરઠ ખાલસા કરવામાં આવ્યું. વળી ગીરનારની પડોશમાં મુસ્તફાબાદ નામે શહેર વસાવી ત્યાં રાજધાની કરી. તે શહેરમાં તેણે સૈયદો અને વિદ્વાનોને લાવી વસાવ્યા. પછી આ મુલક ઉપર કારભાર કરવાને અને ખંડણી ઉઘરાવવાને માટે એક કાયમનો હાકેમ નીમ્યો. સુલતાને રાવને ખાન-જહાનનો ખિતાબ તથા કેટલીક જાગીર આપી. જુનાગઢ લૂટીને આણેલી સોનાની મૂર્તિઓ ભાંગીને ફોજના માણસોને વહેંચી આપી. ખાનજહાનની કબર અમદાવાદમાં માણેકચોકમાં કંદોઈ ઓળની એક દુકાનમાં હજુ પણ છે.

**ચાંચીઆને વશ કર્યા**—જુનાગઢ જીત્યા પછી સુલતાને કચ્છ, શિરોહી, અને ઇડર પર સવારીઓ કરીને ત્યાંના હાકેમોને તાબે કર્યા. ત્યારપછી મહંમૂદ સમરકંદી નામનો એક મુલ્લાં હિન્દની દક્ષિણ-માંથી ઉત્તર તરફ મધ્ય એશિઆમાં જતો હતો. તેણે ફરિઆદ કરી કે જગત ( દ્વારકાં )ના ચાંચીઆ લોકે મને લૂટી લીધો છે. તે ઉપરથી સુલતાને ત્યાં જઈને કિલ્લો જીતી લીધો, અને દેવળમાંની મૂર્તિઓનો નાશ કર્યો. ચાંચીઆ ત્યાંથી નાસીને શંખોદ્ધાર બેટમાં ભરાયા, પરંતુ સુલતાને ત્યાં જઈને તેઓમાંના ઘણાને કાપી નાખ્યા. બાકીનાઓને નસાડી મૂકયા, અને ત્યાં મસીદ ચણાવી. વળી ત્યાં કારભાર કરવાને એક અમલદાર નીમ્યો. આ પહેલાં દ્વારકા કદી જીતાયું નહોતું.

દક્ષિણના બ્રાહ્મણી સુલતાનના એક અમીરે ગુજરાતનાં બંદરોમાં અતિશય ત્રાસ વર્તાવ્યો હતો, તેથી ગુજરાતમાં સોપારી આવતી બંધ થઈ હતી. આથી લોકો પાન સાથે સોપારીને બદલે ધાણા ખાતા હતા. સુલતાનને ખબર પડતાં તે તરતજ ફોજ લઈને તેને વશ કરવા નીકળ્યો, પણ તેટલામાં બ્રાહ્મણી સુલતાને તે અમીરને પકડીને તેનું ડોકું કાપી ગુજરાતના સુલતાનને મોકલાવ્યું, તેથી તે પાછો ફર્યો.

**ફિરંગીની હાર**—ફિરંગી લોકો પોર્ટુગલ દેશના રહેવાસી છે. તેઓ પોર્ટુગીઝ અથવા ફિરંગી એ નામથી ઓળખાય છે. આપણા દેશમાં તેઓ વેપાર કરવા માટે આવ્યા હતા. સુલતાન જે વખતે મહેમદાવાદ વસાવીને ત્યાં રહેતો હતો, તે વખતે તેને ખબર મળી કે ફિરંગી લોકો ગુજરાતમાંનાં બંદરો તાબે કરીને તેમાં વસવાટ કરવા ઇચ્છા રાખે છે. આથી તેમનો નાશ કરવાને પોતાના એક સરદારને હુકમ કર્યો. તેણે તેમને હરાવી નસાડી મૂક્યા.

**પાવાગઢ જીતી લીધું**—ઇ. સ. ૧૪૮૨માં ગુજરાતમાં બરાબર વરસાદ નહિ વરસવાથી કેટલાક ભાગમાં દુકાળ પડ્યો, અને અનાજ વગર ઘણા લોકો મરી ગયા. આ વખતે ચાંપાનેરમાં દુકાળ નહિ હોવાથી સરહદના થાણદારે ચાંપાનેરના મુલકમાં વારંવાર હુમલા કર્યા. આથી ચાંપાનેરના રાજાએ તે થાણદાર ઉપર હુમલો કરીને તેને હરાવ્યો, તેનાં ઘણાં માણસોને કાપી નાખ્યાં, અને તેના બે હાથી તથા ઘણા ઘોડા પકડી પોતાના રાજ્યમાં લઈ ગયો. આ સમાચાર સાંભળી સુલતાને ચાંપાનેર ઉપર ચઢાઈ કરી. દોઢ વર્ષ સુધી ઘેરો રાખ્યો, પણ કિલ્લો લેવાયો નહિ. ત્યારપછી સૈનિકોને ખબર પડી કે સવારમાં ઘણાખરા રજપુતો નાહવા ધોવામાં રોકાય છે. તે ઉપરથી તેમણે સવારને વખતે હલ્લો કરી એક દરવાજો લીધો. અંદર પેસવાનો રસ્તો મળવાથી મુખ્ય દરવાજો પણ લેવાયો. પતાઈ રાવળ અને તેના રજપુત સૈનિકો બહાદુરીથી લઢયા પણ ફાવ્યા નહિ. આખરે બૈરાં છોકરાં તથા સરસામાન બાળી મૂકી તેઓ શત્રુ ઉપર તૂટી પડયા. રાવળ અને તેનો દિવાન કેદ પકડાયા. તેમણે મુસલમાન થવાને ના પાડવાથી તેમને મરાવી નાખ્યા, અને પાવાગઢનો પ્રખ્યાત કિલ્લો તાબે કર્યો.

**બાંધકામો**—મહંમૂદ જેવો પરાક્રમી હતો, તેવોજ નકસીદાર મકાનો તથા બીજાં બાંધકામોનો શોખીન હતો. પાવાગઢ જીત્યા પછી સુલતાને ચાંપાનેરની ચોમેર કોટ બંધાવ્યો, અને તે શહેરનું નામ મહંમુદાબાદ પાડી ત્યાં પોતાની રાજધાની કરી. આથી તે શહેર-

માં મોટી મોટી ઇમારતો બંધાઈ, અને ઘણા વેપારીઓ ત્યાં આવીને વસ્યા. ત્યાં બાગ પણ ઘણા હતા, અને તેમાં અનેક પ્રકારનાં ફૂલ અને મેવા થતાં હતાં. ચાંપાનેર પાસે સુખડનાં ઝાડનું એવડું મોટું જંગલ હતું કે તેનાં લાકડાં લોકો ઇમારત બાંધવાના કામમાં વાપરતા હતા. ખોરાસાન દેશના એક કારીગરે એક સુંદર બાગ બનાવી તેમાં ફુવારા તથા નવાઈ ઉપજાવે તેવા જળપ્રવાહ બનાવ્યા હતા. વળી હાલુર નામના એક ગુજરાતી સુથારે પેલા ખોરાંસાની પાસેથી તે વિદ્યા શીખી લઈને એનાથી પણ સુંદર બાગ બનાવ્યો હતો. તે જગા હજુ પણ તેના નામ ઉપરથી હાલોલ નામથી ઓળખાય છે.

આ સુલતાનના આશ્રયને લીધે અમદાવાદમાં કસબનું કામ કરનારા કારીગરો અને સુંદર નકસી કોતરનારા આવી વસ્યા હતા. તેણે વાત્રક નદીને કાંઠે રમણીય જગા જોઈ એક શહેર વસાવ્યું હતું, તે હાલ મહેમદાવાદ નામે ઓળખાય છે. મહેમદાવાદની પાસે ભમરીઓ કુવો છે, તે એણેજ બંધાવ્યો હતો. વળી વાત્રકના કાંઠા ઉપર ચાંદા સુરજ નામના મહેલ બંધાવ્યા હતા. વાત્રક નદીના પૂલ પરથી રેલવે ગાડીમાં જતાં હાલ તેનાં ખંડેર નજરે પડે છે.

સરખેજમાં બીજા મહમ્મદશાહે શેખ અહમદ ખટુ ગંજબક્ષની કબર અને રોજો બંધાવ્યો હતો, ત્યાં તે આરામ લેવાને તથા બંદગી કરવાને વારંવાર જતો. અહીં તેણે એક મોટું તળાવ બંધાવ્યું, અને તેને કાંઠે મોટો મહેલ ચણાવ્યો. વળી ત્યાં તેણે પોતાને માટે એક રોજો બંધાવ્યો. તેમાં પાછળથી તેને, તેની બેગમ રાજબાઈને, અને તેના દીકરા મુજફ્ફર બીજાને દાટવામાં આવ્યાં છે. રાણી રૂપમંજરીને માણેકચોકમાં દાટવામાં આવી હતી. તેના પર કબર અને રોજો બંધાવ્યાં છે. તે જગો રાણીના હજીરા તરીકે હાલ પણ જાણીતી છે.

વળી મહંમુદે કેટલીક મસીદો, પાઠશાળાઓ, મુસાફરખાનાં, વગેરે બંધાવ્યાં હતાં. મહંમૂદનું જોઈને તેના કેટલાક અમીરો વગેરેએ પણ સારાં બાંધકામોમાં નાણાં ખરચ્યાં હતાં. શાહઆલમ ફરીને એક

સુલતાનના ઉસ્તાદ હતા, તેમનો રોજો તાજખાન નામે ઉમરાવે બંધાવ્યો હતો. આ શાહઆલમનો રોજો કાંકરીઆ તળાવથી દક્ષિણે થોડેક અંતરે આવેલો છે. તેની પાસે ચંડોળા તળાવ છે. એ સિવાય અમદાવાદની થડમાં દાદાહરીની ને અડાળજની વાવો, દરીઆખાનનો ઘુમટ, વગેરે બીજાં જોવા લાયક સ્થળો છે, તે તેના વખતના શ્રીમંતોએ બંધાવ્યાં હતાં.

સુલતાનને ઝાડો રોપાવવાનો ઘણો શોખ હતો, તેથી ઝાડ ઉછેરનારને તે ઉત્તેજન આપતો. અમદાવાદ શહેરની બહાર જે ઠેકાણે આંબા રોપાવી ઘટા બનાવી હતી તે જગા આજે પણ બાગે ફિરદોસ કે અમરાઈને નામે જાણીતી છે. એવું કહેવાય છે કે તે જગા પાંચ ગાઉ લાંબી અને એક ગાઉ પહોળી હતી, અને તેમાં કેરી અને રાયણનાં નવ લાખ ઝાડ હતાં.

**રાજ્ય વ્યવસ્થા**—બળવાખોરોનો નાશ કર્યા પછી તેણે રાજ્યવ્યવસ્થા સુધારવામાં લક્ષ આપ્યું હતું. તેના વખતમાં ગુજરાતમાં નવી તેજી આવી, અને કોઈ દિવસ નહોતી તેવી આબાદી થઈ. લશ્કરી માણસોની હાલત સારી હતી. તમામ રૈયત સુખી હતી. સાધુસંતો શાન્ત ચિત્તથી ઈશ્વર પ્રાર્થના કરતા, અને વેપારીઓ સારા નફાથી વેપાર કરી શકતા. રસ્તામાં લુટારાનો ભય નહોતો. સોનાની કોથળી લઈને એકલો માણસ રાજ્યના એક ભાગમાંથી બીજામાં નિર્ભયપણે ચાલ્યો જતો.

આ સુલતાનના વખતમાં ખોરાસાનથી કેટલાક વેપારીઓ ઘોડા તથા બીજો માલ લઈને ગુજરાતમાં આવતા હતા. તેમનો માલ શિરોહીની હદમાં લુટારાએ લૂટી લીધો. વેપારીઓએ સુલતાનને ફરિઆદ કરી. સુલતાને માલની કિંમત લખાવી લઈ તે વેપારીઓને પોતે આપી દીધી. પછી તે કિંમત શિરોહીના રાજા પાસેથી વસુલ કરી.

બાપની જાગીર તેના દીકરાને અને દીકરો ન હોય તો જાગીરનો અડધો ભાગ દીકરીને મળતો. કદાચ દીકરી પણ ન હોય તો તેના

આશ્રિતોના ગુજરાન માટે બંદોબસ્ત કરી આપવામાં આવતો. જુલમી વર્તણુક સિવાય બીજા કોઈ કારણ સર જાગીર લઈ લેવામાં આવતી નહોતી, અને મહેસુલ પણ ઠરાવેલુંજ લેવામાં આવતું.

આ સુલતાનના વખતમાં અનાજ એટલું બધું સોંઘું હતું કે ગુજરાતના લોકોએ એવી સોંઘવારી કોઈ દિવસ દીઠી નથી.

હિન્દુઓમાં સિદ્ધરાજ જેવો લોકપ્રિય રાજા થઈ ગયો, તેવોજ મુસલમાનોમાં સુલતાન મહંમૂદ થયો છે. તેનો ઠાઠ, તેના શરીરનું બળ, તેનો ન્યાય તથા પરોપકાર, અને તેનું મુસલમાની ધર્મ પ્રમાણે બરાબર ચાલવું, એ સઘળાનાં સરખાંજ વખાણ થાય છે.

---

## ૩૭. મુજફ્ફરશાહ બીજો.

મહંમૂદ બેગડા પછી તેનો પુત્ર મુજફ્ફરશાહ ગાદીએ બેઠો. તે મહીકાંઠાના નાગા રાણાની કુંવરી હીરાબાઈને પેટે જન્મ્યો હતો. ગાદીએ બેઠો ત્યારે તેની ઉંમર ૨૭ વર્ષની હતી. તેણે ગાદીએ બેઠા પછી વડોદરા પાસે દોલતાબાદ નામનું ગામ વસાવ્યું હતું.

ઈડર પર ચઢાઈ—મુજફ્ફરશાહ સુલતાન થયા પછી પાટણનો હાકેમ તેને સલામ કરવાને ફોજ સાથે અમદાવાદ આવતો હતો. તે વખતે ઈડરનો રાવ તોફાન મચાવી રૈયતને હેરાન કરતો હતો, તેથી તેને શિક્ષા કરવાને સુલતાને હાકેમને ઈડર જવાનો હુકમ કર્યો. રાવના પુત્ર ભીમે તેને હરાવ્યો, તેથી સુલતાને પોતે ઈડર પર ચઢાઈ કરી. સુલતાનને આવતો સાંભળીને રાવ ઈડરમાંથી નાસી ગયો. ત્યારપછી ઘણી મહેનતે ખંડણી આપવાની શરતે સુલતાન સાથે સલાહ કરી. થોડી મુદત પછી ભીમનો ભત્રીજો રાયમલ્લ જે ચિતોડના રાણાનો જમાઈ થતો હતો, તેણે પોતાના સસરાની મદદથી ઈડરની ગાદી જીતી લીધી. આ વાત મુજફ્ફરશાહને ગમી નહિ, તેથી રાયમલ્લને હરાવી ફરીને ભીમને ગાદી અપાવી. ફીતુરી લોકો વિજાપુર તરફ ભરાઈ રહેતા હતા, તેથી તે સ્થળનો નાશ કરવાનો હુકમ કર્યો.

**માળવાના સુલતાનને મદદ કરી**—માળવાના અમીરોએ મુજફ્ફરશાહને કહેવરાવ્યું કે અમારા સુલતાનનો હિન્દુ વજીર મેદનીરાય પ્રજા પર ઘણો જુલમ કરે છે, અને પોતે રાજા થવાનો પ્રયત્ન કરે છે, માટે આપ મદદ કરો. વળી થોડા વખત પછી વજીરના જાપ્તામાંથી છટકી સુલતાન જાતે મદદ માટે આવ્યો. આથી મુજફ્ફરશાહ ગોધરા થઈ માળવા તરફ જવા ઉપડયો. સુલતાન માળવા નજીક ગયો, એટલે મેદનીરાય માંડુગઢમાં ભરાયો, અને ચિતોડના રાણાની મદદ માગી. મુજફ્ફરશાહે ફોજની એક ટુકડી રાણાની સામે મોકલી તેને આવતો અટકાવ્યો. પછી ગુજરાતની ફોજે માંડુગઢ જીતી લીધો, અને કપડવણજની લડાઈમાં જે કમરબંધ કુતુબશાહે ગુમાવ્યો હતો, તે પાછો મેળવ્યો. પછી માળવાનો કબજો ત્યાંના સુલતાનને સોંપી પોતે પાછો ફર્યો.

બીજે વરસે ચિતોડના રાણાએ માળવાના સુલતાનને કેદ કર્યો, તેથી મુજફ્ફરશાહે માંડુના બચાવ માટે લશ્કર મોકલ્યું, પણ તેનાથી બચાવ થઈ શકયો નહિ.

**ચિતોડ તાબે થયું**—ઈડરના હાકેમ નિઝામખાન આગળ એક ભાટે બડાઈ મારી કે ચિતોડનો રાણો તેના જમાઈ રાયમલને મદદ કર્યા વગર રહેશે નહિ. આથી નિઝામખાન ગુસ્સો કરીને બોલ્યો, કે 'અમે અહીં છીએ ત્યાંસુધી એ કુતરાના ભાર શા છે કે રાયમલને મદદ કરી શકે?' નિઝામખાને સાંગા રાણાને કુતરો કહ્યો એટલુંજ નહિ, પણ એક કુતરાનું નામ સાંગો રાણો પાડીને તેને કિલ્લામાં બાંધ્યો, અને રાણાને કહેવરાવ્યું કે શક્તિ હોય તો છોડાવી જા. આ સાંભળી રાણાને પગથી માથા સુધી ઝાળ ચઢી. તે એકદમ ચઢાઈ કરવા નીકળ્યો. આ વખતે નિઝામખાન ઈડરમાં થોડી ફોજ મૂકીને અહમદનગર ગયો હતો. નિઝામખાનની ફોજ રાણા સામે લઢી, પણ બધીજ કપાઈ ગઈ. ત્યાંથી રાણો અહમદનગર ગયો, અને નિઝામખાનને હરાવ્યો. પછી અહમદનગર, વડનગર, વીસનગર, એ શહેરો લૂટીને રાણો ચિતોડ ગયો.

આ અપમાનનું વેર વાળવાને મુજફ્ફરશાહે પ્રથમ સોરઠના હાકેમને ફોજ આપી મોકલ્યો, પણ તે કંઈ કરી શક્યો નહિ. આથી સુલતાન પોતે ચઢાઈ કરવા તૈયાર થયો. એટલામાં રાણાનો કુંવર નજરાણું લઈને અમદાવાદ આવ્યો, અને સલાહ કરી. આથી ચઢાઈનો વિચાર માંડી વાળ્યો.

સદ્ગુણ—અમદાવાદના સુલતાનોમાં મુજફ્ફરશાહ ઘણો વિદ્વાન અને ધર્મી હતો. દારૂ પીનાર તરફ તેને ઘણોજ તિરસ્કાર હતો. તે પોતે કોઈ દિવસ દારૂ પીતો નહોતો, પરંતુ તેના અતિશય વહાલા ઘોડાને દવા તરીકે દારૂ પાયો હતો, તેથી તેના ઉપર તેણે સ્વારી કરવી બંધ કરી. ગાયનકળામાં તે કુશળ હતો. ઘોડા પર સ્વારી કરવાનું અને તરવાર વાપરવાનું તે સારી રીતે જાણતો હતો. તેનો પોશાક ઘણોજ સાદો હતો. એક વખત સુલતાને પોતાના હજુરીઆને પોતાની પાઘડી બતાવી કહ્યું કે 'આ પાઘડી કેવી મઝાની છે અને તે મારે માથે કેવી સરસ શોભે છે.' હજુરીઓ મોઢે ચઢાવેલો હતો, તેથી તેણે ઉત્તર આપ્યો. 'ખુદાવંદ, જો મુલ્લાંની અને વહોરાની પાઘડી શોભીતી દેખાતી હોય તો આપની પણ સમજવી.' સુલતાને કહ્યું, મારી પાઘડી મુલ્લાંની પાઘડી સાથે સરખાવી તેમાં તો હું માન સમજું છું, પરંતુ વહોરાની પાઘડી સાથે તું શા માટે સરખાવે છે? એટલું બોલી સુલતાન બંધ રહ્યો.

એના વખતમાં ઝાલાવાડમાં દુકાળ પડવાની તૈયારી હતી. તે વખતે તેણે પ્રાર્થના કરી, કે '**ઓ અલ્લાહ, રાજાના પાપ માટે જો તું દેશની પ્રજાને પીડતો હોય તો રાજાનો પ્રાણ લે, પણ દેશના ગરીબ લોકોને બચાવ.**' એવું કહેવાય છે કે સુલતાનની પ્રાર્થના સાંભળીને અલ્લાહે પુષ્કળ વરસાદ વરસાવ્યો.

મુજફ્ફરશાહ મુઓ ત્યારે તેને તેના બાપની કબર પાસે સરખેજના રોજામાં ભૂમિદાહ કરવામાં આવ્યો હતો.

---

## ૩૮. બહાદુરશાહ.

**રાજ્ય પ્રાપ્તિ**—મુજફ્ફરશાહ પછી ગુજરાતની ગાદી પર એક વર્ષમાં બે સુલતાનો થયા. તેઓ દમ વગરના હોવાથી અમીરો તેમની સામા થયા, અને ગાદીએથી ઉઠાડી મૂક્યા. એટલામાં મુજફ્ફરશાહનો વડો શાહજાદો બહાદુરખાન જે રિસાઈને પરદેશ ચાલ્યો ગયો હતો તે પાછો આવ્યો. તેની સાથે ઘણા અમીરો મળી ગયા. જે અમીરો સામા થયા, તેમને મારી નાખ્યા, અને પોતે બહાદુરશાહ નામ ધારણ કરીને ગાદીએ બેઠો.

**રાજ્યસત્તા મજબુત કરી**—આ વખતે બહાદુરશાહના ભાઈએ પાલના રાજા **ભીમ**ની સહાયથી ગાદી માટે પ્રયત્ન કર્યો; પણ તે કેદ પકડાયો અને જખમની પીડાથી મરણ પામ્યો. **ભીમ** પણ કતલ થઈ ગયો. આથી **ભીમ**ના વારસે ગુસ્સે થઈ દોહદ લૂટયું. તેની સામે ધંધુકાનો હાકેમ ચઢાઈ લઈ ગયો. તેણે તેનો પાલનો મુલક ઉજ્જડ કર્યો, અને તેના કિલ્લાનો સામાન લઈ લીધો.

થોડા વખત પછી બહાદુરશાહ ખંભાત ગયો, ત્યારે તેના જાણવામાં આવ્યું કે ફિરંગીઓ સાથે ખટપટ કરીને દીવ તેમને આપી દેવાની તજવીજ ચાલે છે. આથી ત્યાંના હાકેમને કાઢી મૂકીને ત્યાં બીજો હાકેમ નીમ્યો. ત્યારપછી જુનાગઢમાં પણ પોતાને ફાવતો હાકેમ મૂકયો. પછી સુલતાન અમદાવાદ આવ્યો. ત્યારપછી તેણે ઇડર અને તેની આસપાસના મુલકમાંથી ખંડણી ઉઘરાવી. વળી તે શિકાર કરવા માટે નાંદોદ તરફ ગયો હતો, ત્યારે ત્યાંના રાજાએ તેને નજરાણું આપ્યું.

ત્યારપછી ફરીને પોર્ટુગીઝ લોકો સોરઠમાં પગ પેસારો કરવાને અને દીવ કબજે કરવાને તજવીજ કરતા હતા. તેમનો ઇરાદો પાર ન પડવા દેવાને સુલતાન ઘણુંખરૂં ખંભાત, દીવ, અને ઘોઘામાં રહેતો હતો. વળી ભરૂચનો કિલ્લો બંધાવવાનો તેણે હુકમ કર્યો. આથી તેમનો ઇરાદો તે વખતે પાર પડયો નહિ. આવી રીતે બહાદુરશાહની સત્તા રાજ્યમાં મજબુત થઈ.

**માંડુનો કિલ્લો તાબે કર્યો**—ઇ. સ. ૧૫૭૦માં સુલતાન નાગોર ગયો. ત્યાં ચિતોડ અને ડુંગરપુરના એલચીઓ સુલતાનને મળ્યા. તેમણે સુલતાનને ફરિઆદ કરી કે માળવાનો હાકેમ અમારો મુલક દબાવે છે. આ બાબતનો ખુલાસો કરવાને માળવાના હાકેમે સુલતાનની રૂબરૂ હાજર થવાને જણાવ્યું, પણ તે આવ્યો નહિ, તેથી બહાદુરશાહ પંડે તેની સામો ગયો. તેણે જઈને માંડુના પ્રખ્યાત કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને તે તાબે કર્યો. આ કિલ્લો લેવામાં સુલતાને ઘણી બહાદુરી બતાવી હતી. પ્રથમ તે થોડાં માણસ સાથે કિલ્લાના એક ઉંચા ભાગ ઉપર ચઢી ગયો, અને ત્યાંથી નીચે ઉતરી દરવાજાનાં કમાડ ઉઘાડી નાખીને લશ્કરને અંદર દાખલ કર્યું. આથી કિલ્લો જલદી તાબે થયો. સુલતાને માળવાના હાકેમને અને તેના સાત કુંવરને કેદ કર્યા. તેમને ચાંપાનેરના કિલ્લામાં કેદ રાખવાને લઈ જતા હતા, તે વખતે પાલના રાજાએ તેમને છોડાવવાને પ્રયત્ન કર્યો. પણ તેમાં તે ફાવ્યો નહિ, અને રખવાળોએ કેદીઓને મારી નાખ્યા. માળવા જીતવાથી ગુજરાતના સુલતાનની સત્તા ઘણે દૂર સુધી ફેલાઈ હતી.

**માળવામાં રાયસેનનો કિલ્લો તાબે કર્યો**—દક્ષિણમાં બુરાનપુરના હાકેમે મદદ માગવાથી બહાદુરશાહ માંડુમાં ચોમાસું ગાળીને દક્ષિણ તરફ ગયો હતો. ત્યાં તેણે અહમદનગર અને બુરાનપુર જીત્યાં હતાં. ત્યાંથી પાછા ફરીને સુલતાન ધાર આવ્યો. ત્યારે તેના સાંભળવામાં આવ્યું કે રાયસેનના રજપુત રાજાએ માળવાના સુલતાનના જનાનાની કેટલીક મુસલમાન સ્ત્રીઓને રાખી છે. આથી તેના પર હલ્લો કર્યો. તેને હરાવીને તાબે કર્યો તથા ઇસ્લામ ધર્મ પાળવાની ફરજ પાડી. તે રાજાએ ચિતોડના રાણાની છુપી રીતે મદદ માગી હતી, તેથી કિલ્લો સોંપી દેતાં વાર લગાડી. સુલતાનને તે વાતની ખબર પડવાથી રાણાને અટકાવવા થોડી ફોજ મોકલી, અને ઘેરો પણ ચાલુ રાખ્યો. પછી રજપુત રાજાએ માગણી કરી કે મને રજા

આપો તો હું કિલ્લામાં જઈને રજપુતોને સમજાવું કે તેઓ લઢે નહિ. સુલતાને રજા આપવાથી તે ગયો, પણ રજપુતોએ તેનું કહેવું માન્યું નહિ. ઉલટું તેને મહેણાં માર્યાં, તેથી તે પણ તેમની સાથે મળી ગયો. રજપુતોએ પોતાનાં બૈરાંછોકરાંને બાળી મૂકયાં. પછી તેઓ બધા હાથમાં તરવારો લઈ બહાર નીકળ્યા. અને કપાઈ મુઆ ત્યાંસુધી લડયા. આથી કિલ્લો સુલતાનના હાથમાં આવ્યો. ત્યાં પોતાના તરફનો હાકેમ નીમી પોતે ગોંડવાન તરફ હાથીનો શિકાર કરવા ગયો, અને લશ્કરને બીજા નાના કિલ્લા જીતવા મોકલ્યું.

**ચિતોડ પર ચઢાઈ**—રાયસેનના રજપુત રાજાને ચિતોડના રાણાએ મદદ કરી હતી, તેથી સુલતાને ચિતોડ ઉપર ચઢાઈ કરી ઘેરો ઘાલ્યો. રાણાએ ભારે નજરાણું આપવાથી ઘેરો ઉઠાવી દીધો.

આ વખતે બહાદુરશાહને ખબર મળી કે પોર્ટુગીઝ લોકો દીવ બથાવી પડે છે, તેથી સુલતાન ત્યાં આવ્યો. પણ તેના આવતા પહેલાં તેઓ નાસી ગયા હતા. તેમની પાછળ તેઓ એક મોટી તોપ મૂકી ગયા હતા. તે તોપ ચાંપાનેર મોકલવાનો સુલતાને હુકમ કર્યો.

**દિલ્હીના પાદશાહ હુમાયુ સાથે લડાઈ**—સુલતાન બહાદુરશાહે હુમાયુ પાદશાહના શત્રુને આશરો આપ્યો હતો, અને તેમ નહિ કરવાને હુમાયુએ કહેવરાવ્યું ત્યારે તેણે ઉદ્ધતાઈ ભરેલો જવાબ આપ્યો. આથી તેમની વચ્ચે અણબનાવ થયો.

બળવાન પાદશાહને પોતે નારાજ કરેલો છે તેનો વિચાર કર્યા વગર તેણે બીજી વખત ચિતોડ પર ચઢાઈ કરીને જીત મેળવી. તરતજ ચિતોડના રાણાને હુમાયુની મદદ આવી પહોંચી. બંને લશ્કરો વચ્ચે મંદીસર આગળ ભારે લડાઈ થઈ. તેમાં ગુજરાતની સેના હારી ગઈ. સુલતાન બહાદુરશાહની આ પહેલીજ વખતની હાર હતી, તેથી તે હિંમત હારીને માંડુના કિલ્લામાં ભરાયો. હુમાયુએ તે કિલ્લો જીતી લીધો, તેથી ત્યાંથી નાસીને તે ચાંપાનેર ગયો, અને ત્યાંથી દીવ ગયો. હુમાયુએ ચાંપાનેર જીતી લીધું. આથી સોરઠ સિવાય આખું ગુજરાત તેના કબજામાં આવ્યું.

આ વખતે પોતાના રાજ્યમાં શેરશાહ નામે સરદારે બળવો કર્યો, તેથી ગુજરાતનો કારભાર કરવાનું પોતાના ભાઈને સોંપીને પોતે દિલ્હી પાછો ફર્યો. તેના ગયા પછી ગુજરાતની તમામ રૈયત મોગલોની સામે થઈ, અને જુના અમીરોએ બહાદુરશાહને તેડાવ્યો. આ વખતે બહાદુરશાહે પોર્ટુગીઝો સાથે મિત્રતા બાંધી લશ્કરી મદદ મેળવી હતી, તેથી તેણે અહેમદાવાદ પાસે કનીજ આગળ મોગલ ફોજને હરાવી ગુજરાતમાંથી નસાડી મૂકી.

**પોર્ટુગીઝોએ દીવ તાબે કર્યું**—હુમાયુની બીકથી બહાદુરશાહને દીવ જતાં રહેવું પડયું હતું, ત્યારે તેણે પોર્ટુગીઝો સાથે દોસ્તી કરી હતી. તે વખતે તેણે પોર્ટુગીઝોને કોઠી બાંધવાને પરવાનગી આપી હતી, પણ તેમણે કોઠીને બદલે કિલ્લો બાંધ્યો. બહાદુરશાહે મોગલોને કાઢી મૂકીને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું ત્યારે તેને પોર્ટુગીઝો સાથે દોસ્તી કર્યાનો પસ્તાવો થયો. મોગલોને કાઢી મૂકવાને જે પાંચ છ હજાર માણસનું પોર્ટુગીઝ લશ્કર ગોવાથી બોલાવેલું હતું તેની મદદથી પોર્ટુગીઝો દીવ પચાવી પડયા. સુલતાન તેમને કાઢવાને દીવ ગયો, અને તેમના ઉપરીને મેળવી લેવાને પોતાને ત્યાં બોલાવ્યો પણ તે બહાનું કાઢીને આવ્યો નહિ. ઉલટું તેણે સુલતાનને પોતાનું વહાણ જોવાને નોતર્યો. બહાદુરશાહ વહાણ જોઈને હોડીમાં બેસી પાછો ફર્યો, તે વખતે કેટલાક જણે તેના પર ધસી જઈને તેને કાપી નાખ્યો. કેટલાકનું કહેવું એવું છે કે હોડી ડુબાવી મારી નાખ્યો.

**બહાદુરશાહના વખતનું ગુજરાત**—દિલ્હીના પાદશાહ હુમાયુએ બહાદુરશાહને હરાવ્યો, ત્યાંસુધી ગુજરાતની સત્તા પૂર્ણ કળાએ પહોંચેલી હતી. ચિતોડના રાણા સાંગાનો ભત્રીજો, ગ્વાલીઅરના રાજાનો પીતરાઈ, અને બીજા નામાંકિત રજપુત રાજ્યના કુમારો ગુજરાતના સુલતાનની નોકરી કરવામાં માન સમજતા હતા. બાગલાણના રાજાએ ખુશીથી પોતાની કુંવરી બહાદુરશાહ સાથે પરણાવી હતી. સિંધ, માળવા, અહમદનગર, અને બુરાનપુરના રાજાઓ

બહાદુરશાહને પોતાનો અધિપતિ ગણતા હતા. ખાનદેશના રાજાને વારંવાર બહાદુરશાહની મદદ લેવી પડતી હતી. આ પ્રમાણે ગુજરાતના સુલતાનોએ ગુજરાત બહારનાં રાજ્યો ઉપર પણ પોતાની સર્વોપરી સત્તા મેળવી હતી.

---

# અમદાવાદના સુલતાનોની પડતી.

---

## ૪૧. મહમ્મદશાહ.

**બહાદુરશાહના મરણ પછી ગુજરાતની સ્થિતિ**—બહાદુરશાહના મરણ પછી ગુજરાતના સુલતાનોની સત્તા નબળી પડવા માંડી. તેના પછીનાં ૩૭ વર્ષમાં જે સુલતાનો થયા તેમાંના ઘણાખરા બાળક હતા, અને માત્ર નામનાજ સુલતાન હતા. આ સુલતાનોમાં એક મહંમદશાહ કરીને સુલતાન હતો. તેણે પોતાના વજીરની સલાહથી ઘણા રજપુતોની જાગીરો જપ્ત કરી. આથી શિરોહી, ડુંગરપુર, ઈડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીંપળા, દોહદ, મહીકાંઠા, વગેરેના રજપુતો બંડ કરીને બહારવટે નીકળી પડયા, અને સુલતાનના મુલકમાં લુટફાટ કરવા લાગ્યા. સુલતાને ગુસ્સે થઈ એવો હુકમ કર્યો કે રજપુત, કોળી, વગેરે બંડખોરો જ્યાં મળે ત્યાંથી તેમનો નાશ કરવો. જે રજપુતો અને કોળીઓ સુલતાનને શરણે આવીને તેની નોકરીમાં રહ્યા તેમને હરકત નહિ કરવા વચન આપ્યું, અને તેમને ઓળખવા માટે તેમના હાથ પર લાલ પટી બંધાવી. બાકીના હિન્દુઓ ઉપર તેણે અતિશય જુલમ કરવા માંડયો. કોઈ પણ હિન્દુ પાસે મોજશોખની ચીજ તે જોતો તો તેનું ઘર લુટાવતો. કોઈને ઘોડા પર બેઠેલો દેખે તો મુસલમાનો તેને નીચે પાડતા. આથી કરીને બધા હિન્દુઓ ભિખારી જેવા જણાવા લાગ્યા. કોઈના શરીર પર સારાં કપડાં કે દાગીના દેખાતા નહિ. દિવાળી અને હોળીના તહેવાર સુલતાને બંધ કરાવ્યા, અને સાધારણ કારણ મળતાં તેણે હિન્દુઓને મરાવી નાખવા માંડયા. સુલતાનની

આવી રીતભાતથી રાજાપ્રજા વચ્ચે પ્રેમ રહ્યો નહિ. તેઓ એક બીજાને શત્રુ ગણવા લાગ્યા. વળી અમીરો પણ સત્તા માટે માંહોમાંહે લડતા. આથી ગુજરાતમાં ગેરબંદોબસ્ત ફેલાયો, પ્રજા નાઉમેદ થઈ ગઈ, અને પહેલાંના સુલતાનોએ પાડોશનાં રાજ્યો પર જે સત્તા મેળવી હતી તે જતી રહી.

**મહંમદશાહનું મરણ**—આ સુલતાનને તેના બુર્હાન નામના નોકરે મારી નાખ્યો. પછી તેણે પોતે સુલતાન થવા પ્રયત્ન કર્યો, પણ અમીરો સાથે લડતાં તે મરાયો. સુલતાનના ત્રાસથી હિન્દુ લોકો એટલા બધા કંટાળી ગયા હતા કે તેના ખૂન કરનારને તેઓ પોતાનો ઉદ્ધાર કરનાર ગણવા લાગ્યા, અને તેના મરણ પછી તેની મૂર્તિ બનાવી પૂજવા લાગ્યા.

## ૪૨. મુજફ્ફરશાહ ૩જો.

**ઇતીમદખાનનો કારભાર**—જે અમીરો રાજ્ય વહીવટમાં હાથ ઘાલનારા હતા, તેઓમાં સૌથી જાણીતો ઇતીમદખાન હતો. તેના હાથમાં રાજ્યની લગામ હતી, પરંતુ પંડે સુલતાનનો ઇલ્કાબ ધારણ ન કરતાં નાથુ નામના છોકરાને ગાદીએ બેસાડ્યો. તે હલકી વર્ણમાં જન્મેલો હતો, પણ પોતે સુલતાનના કુળમાંથી ઉતરી આવેલો છે એવું તે સોગન પર કહેતો. જુવાન સુલતાને મુજફ્ફરશાહ ૩જો એવું નામ ધારણ કર્યું. રાજ્યની તમામ સત્તા ઇતીમદખાનના હાથમાં હતી. ઇતીમદખાન અમીરોને વશ રાખી શક્યો નહિ. ઘણાક અમીરો તેની અદેખાઈ કરતા, અને જુદા જુદા ભાગો બથાવી પડીને સ્વતંત્ર થવાની કોશીશ કરતા હતા. આથી રાજ્યમાં અંધેર એટલું તો વધી પડ્યું, કે આખરે ઇતીમદખાને દિલ્હીના મોગલ પાદશાહ અકબરને ગુજરાતનો કબજો લેવાને વિનતિ કરી.

**અકબરે ગુજરાત જીત્યું**—અકબરના બાપ હુમાયુએ બહાદુરશાહને હરાવી ગુજરાત જીત્યું હતું, પરંતુ પાછળથી બહાદુરશાહે ગુજરાતનો ફરીને કબજો લીધો હતો. આ વખતે ઇતીમદખાનની

વિનતિ પરથી અકબરને જણાયું કે ગુજરાતનો સુલતાન નબળો છે, અને રાજ્યમાં અંધેર ચાલે છે, તેથી તે મુલક સહેલથી જીતી શકાશે. આથી તે લશ્કર લઈને પાટણ આવ્યો. ત્યાં તેને ઇતીમદખાન જઈ મળ્યો. પછી અકબરે અમદાવાદ ઉપર ચઢાઈ કરી. તે શહેર સહેલાઈથી જીતી લીધું, અને જુવાન સુલતાનને કેદ કર્યો. વળી બળવાખોર અમીરો સાથે કેટલીક લડાઈઓ લડીને તેમને પણ દબાવી દીધા. ત્યાર પછી તેણે ગુજરાતમાં પોતાના તરફનો એક મુસલમાન સુબો નીમ્યો, અને પોતે દિલ્હી ગયો.

**ગુજરાતનો સુબો ઇતીમદખાન**—અકબર પાદશાહે ઇતીમદખાનને મોટા ઈલ્કાબો આપ્યા હતા, અને જુવાન સુલતાન મુજફ્ફરશાહ ત્રીજાને પોતાની જોડે દિલ્હી લઈ જઈને કેદખાને નાખ્યો હતો. પાછળથી અકબર પાદશાહે તેની જોડે સારી વર્તણુક ચલાવી તેને જાગીર આપી હતી. થોડાં વરસ પછી અકબરે ઇતીમદખાનને ગુજરાતનો સુબો નીમ્યો. તેજ વર્ષમાં મુજફ્ફરશાહ ત્રીજો તાબેદારીમાં રહ્યાથી કંટાળી લગભગ દસ વર્ષે નાસીને ગુજરાતમાં આવ્યો. તે થોડો વખત રાજપીંપળાના રાજાને ત્યાં અને થોડો વખત કાઠિઆવાડમાં છાનો રહ્યો. અહીંથી તેને ત્રણ ચાર હજાર કાઠી ઘોડેસ્વારની મદદ મળી. વળી આ વખતે સાતસો આઠસો મોગલો નવા સુબા ઇતીમદખાન પાસે નોકરીની આશાએ આવ્યા હતા, પણ તેણે તેમને નોકરીમાં રાખ્યા નહિ, તેથી તેઓ મુજફ્ફરશાહને મળી ગયા. વળી કેટલાક સિપાઈઓ અને જુના દોસ્તો તેને આવી મળ્યા. આ સર્વની મદદથી તે એકદમ અમદાવાદ પર ચઢ્યો, અને ઇતીમદખાનને હરાવી તે શહેર પાછું કબજે કર્યું; પરંતુ પાદશાહની સામા ટકી શકાય તેટલું તેનામાં બળ ન હતું. અકબરે ખાનખાનાન નામે બીજો સુબો મોકલ્યો. તેણે મુજફ્ફરશાહને સરખેજ આગળ હરાવ્યો, એટલે તે ખંભાત ભણી નાઠો. પોતાની ફતેહની યાદગીરીમાં તેણે સરખેજ આગળ ફતેહબાગ નામે બાગ અને મહેલ બંધાવ્યાં. એનાં ખંડેરો હજી દીઠામાં આવે છે.

**મુજફ્ફરશાહે આપઘાત કર્યો**—સુબાએ મુજફ્ફરશાહનો કેડો લીધો, અને તેને બીજી વખત વડોદરા આગળ હરાવ્યો. આથી તેણે ડુંગરોમાં ભરાઈ જઈ કરણઘેલાની પેઠે કેટલોક વખત રખડયાં કર્યું. પછી તે કાઠિઆવાડ ગયો. ઘણી નાસભાગ કર્યા પછી અને લડાઈઓ લડયા પછી કચ્છના રાવે તેને મોગલોને સ્વાધીન કર્યો. મુજફ્ફરશાહ સ્વભાવે મગરૂર હતો, તેથી બીજી વખત કેદી થયો નહિ. સુબાની છાવણી ભણી જતાં તેણે રસ્તામાંજ પેસાબને બહાને દૂર જઈને પોતાનું ગળું કાપી નાખ્યું. સુબાએ તેનું માથું પાદશાહને મોકલાવ્યું. આ રીતે ગુજરાતના મુસલમાન સુલતાનોના વંશનો અંત આવ્યો.

---

# ગુજરાતમાં મોગલ રાજ્ય.

---

## ૪૩. અકબર.

**ગુજરાતમાં શાન્તિ**—મોગલ પાદશાહ અકબરે ઇ. સ. ૧૫૭૩માં ગુજરાત જીત્યા પછી ગુજરાતમાં નાનામોટા બળવા થયા હતા, પરંતુ તે સર્વ શાન્તિથી દાબી દેવામાં આવ્યા હતા. બળવાખોરો તાબે થતા, એટલે તેમના પર જુલમ કરવામાં આવતો નહિ, પરંતુ ઉલટો પ્રેમ બતાવવામાં આવતો. કેટલાક બળવાખોરોને રાજ્યમાં તેમને લાયકની જગાઓ આપીને શાન્ત પાડયા. એજ પ્રમાણે રજપુતો અને બીજા ઠાકોરોને તેમની લાયકાત પ્રમાણે કામ સોંપી રાજકાજ અને લશ્કરમાં દાખલ કર્યા. હિન્દુ અને મુસલમાનોને સરખા ગણીને હિન્દુઓને પણ મોટા હોદ્દા પર નીમ્યા. આ રીતે તેણે ગુજરાતમાં શાન્તિ ફેલાવી.

**સુધારા**—અકબરે પોતાના મુખ્ય પ્રધાન ટોડરમલને ગુજરાતમાં મોકલી જમીનની માપણી કરાવી ખેડુતોએ સરકારમાં ભરવાનો દર નક્કી કરી આપ્યો. આથી પહેલાંના મહેસુલ ઉઘરાવનારા પોતાની

મરજી મુજબ રકમ લઈને ખેડુતો પર જુલમ કરતા હતા તે અટકયો. નાના જમીનદારોની જાગીરો જપ્ત કરવામાં આવી હતી તે તેમને પાછી સોંપી. હિન્દુ અને મુસલમાનનો ભેદ ગણીને અગાઉના કેટલાક મુસલમાન રાજાઓ હિન્દુઓ પાસેથી જે વેરો લેતા હતા તે બંધ કર્યો. આ રીતે ઘણા સુધારા કર્યા.

## ૪૪. જહાંગીર.

અકબર પાદશાહના મરણ પછી તેનો શાહજાદો જહાંગીર દિલ્હીનો પાદશાહ થયો. ગાદીએ બેઠા પછી તેણે કેટલાક કર માફ કર્યા. ચોર લોકો જબરાઈથી માલ ચોરી જતા, તો જે ઠેકાણે એવી ચોરી થઈ હોય તે ઠેકાણાના જમીનદારો પાસેથી તેનો બદલો લેવાતો. લશ્કરી સિપાઈઓ બળાત્કારે ખેડુતોનાં ઘરમાં પેસી જઈને રહેતા, એ ચાલ બંધ પાડયો. વળી મોટાં શહેરોમાં દવાખાનાં ઉઘાડીને પ્રજાને સુખી કરી.

જે અંગ્રેજ લોકો હાલ આપણા ઉપર રાજ્ય કરે છે, તેમને આ પાદશાહે ઇ. સ. ૧૬૦૮માં એટલે આજથી લગભગ ત્રણસો વર્ષ પર પ્રથમ સુરતમાં માલ વેચવાની પરવાનગી આપી હતી.

જહાંગીર પાદશાહ ગુજરાતમાં આવેલા દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવાને આવ્યો હતો. આ વખતે ત્યાં ઝાડી ઘણીજ ઘાડી હોવાથી માત્ર ૧૨ હાથીજ પકડાયા હતા. પછી ત્યાંથી પાદશાહ ખંભાત ગયો. આ વખતે ખંભાતના બંદરમાં ફક્ત નાનાં વહાણ આવી શકતાં હતાં, એમ પાદશાહ પોતેજ લખે છે.

ખંભાતથી જહાંગીર પાદશાહ અમદાવાદ આવ્યો. આ વખતે આ શહેર તેને પસંદ નહિ પડવાથી તેનું નામ તેણે ગર્દાબાદ ( ધૂળનું ઠેકાણું ) પાડ્યું હતું. વળી અહીં તેને તાવ આવવાથી તેને શહેર પર વધારે તિરસ્કાર આવ્યો, તેથી તેણે શહેરનું નામ બિમારીસ્થાન પાડ્યું.

ત્યાંથી તે મહીકાંઠા જઈને રહ્યો. અહીં તેને નવાનગરના જામે અને કચ્છના રાવે ભેટ આપી હતી. પાદશાહે ખૂશ થઈને જામને પોશાક અને રાવને પોતાનો ઘોડો, એક કટારી, અને હીરાની મુઠવાળી તરવાર બક્ષીસ આપ્યાં હતાં. ત્યારપછી તે અમદાવાદ આવ્યો, પણ હવા માફક નહિ આવવાથી તે આગ્રા પાછો ગયો.

---

## ૪૫. શાહજહાન.

**શાહીબાગ**—જહાંગીર પાદશાહે પોતાના અમલમાં પોતાના શાહજાદા **શાહજહાન**ને ગુજરાતનો સુબો નીમ્યો હતો. તે વખતે તેણે **અમદાવાદ**માં **સાબરમતી**ને કિનારે **શાહીબાગ** બંધાવ્યો હતો, અને એક સુંદર મહેલ બંધાવ્યો હતો. તે મહેલ હજુ પણ સારી હાલતમાં છે, અને તેમાં હાલ ઉત્તરવિભાગના કમિશનર સાહેબ રહે છે.

**સત્યાસીઓ દુકાળ**—આ પાદશાહના વખતમાં ગુજરાતમાં મોટો દુકાળ પડયો હતો. તે સત્યાસીઓ ( સંવત ૧૬૮૭ ) કહેવાય છે. આ દુકાળ એટલો સખત હતો કે રોટલાને માટે લોકો પોતાનાં વહાલાં છોકરાં પણ આપી દેતા. આથી પાદશાહે પ્રજાને ભૂખના દુઃખ-માંથી બચાવવાને **સુરત**, **અમદાવાદ**, વગેરે સ્થળે સદાવ્રત ચાલુ કરાવ્યાં હતાં. તેના રાજકારભારમાં ગુજરાતમાં નાના નાના બળવા થયા હતા, પણ તે સર્વે શાન્તિથી બેસાડી દેવામાં આવ્યા હતા.

**તાજમહાલ**—આ પાદશાહે રાજ્યનું ઘણું ધન ઇમારતો બાંધ-વામાં ખરચ્યું હતું. તે ઇમારતોમાંની એક જગતપ્રસિદ્ધ ઇમારત પોતાની અતિશય વહાલી બેગમ **મુમતાજમહાલ**નું નામ કાયમ રાખવાને **આગ્રા**માં બંધાવેલો **તાજમહાલ** છે, આ સિવાય તેણે **મયુરાસન**, **મોતી મસ્જીદ**, વગેરે બંધાવ્યાં હતાં; તેથી આ પાદશાહ ‘ મહેલો બાંધનાર ’ પાદશાહ તરીકે ઓળખાય છે.

---

## ૪૬. ઔરંગજેબ.

**વગર હક્કે રાજા થયો**—પોતાના બાપ તથા કેટલાક ભાઈઓને કેદ કરીને અને કેટલાકને મારી નાખીને તે પાદશાહ થયો. આ વખતે માળવાનો સુબો જશવંતસિંહ સામો થયો તેને માફી આપીને ગુજરાતનો સુબો નીમ્યો. બીજા કેટલાક સરદારોએ વફાદારી બતાવવાથી તેમને સુબેદાર બનાવ્યા, અને કેટલાકને ઇનામ આપ્યાં. આથી ગાદીએ બેસતી વખતે જે નાખુશી ફેલાઈ હતી, તે નાશ પામી.

**રાજકારભારમાં સુધારા**—રાજકારભાર હાથમાં આવતાં તેણે પોતાના રાજમાં ઘણા સુધારા કર્યા. ભાંગનું વાવેતર બંધ કરાવ્યું. દારૂ અને બીજી કેફી ચીજો પીવાની બંધી કરી. પોલિસ ખાતાના અમલદારોને લાંચ લેતા અટકાવ્યા. સરકારી અધિકારીઓ વેઠ કરાવતા તથા જોરજુલમથી માલ ખરીદ કરતા, તે બંધ કરાવ્યું. ધંધા ઉપર અને જાનવરોના વેચાણ પર લેવાતો કર બંધ કરાવ્યો. ખેતીના સુધારા માટે સારા જામીન લઈને ખેડુતોને તગાવી આપવાનો રિવાજ દાખલ કર્યો. શાકભાજી, ઘાસ, બળતણ, અને બીજી જંગલની પેદાશ ઉપરના વેરા કાઢી નાખ્યા. અમદાવાદના શરાફો લોકોને ઘસાએલા રૂપીઆ આપતા, અને એજ રૂપીઆ ગરીબ લોકો પાછા આપતા ત્યારે વટાવ લેતા, તેથી પાદશાહે હુકમ કર્યો કે જે રૂપીઓ ઘસાઈને બે રતી ઓછો થયો હોય તે ગાળી નાખવો. કીનખાબના વણાટને ઉત્તેજન આપ્યું. અંગ્રેજ અને વલંદા પાસેથી બંદર પર લેવાતું દાણ બંધ કરી વેપારને ઉત્તેજન આપ્યું.

**હિન્દુઓમાં અસંતોષ**—તેણે દાખલ કરેલા સુધારાને લીધે આ પાદશાહ ઘણો વખણાત, પરંતુ ધર્માંધપણાને લીધે તેણે હિન્દુઓની લાગણી દુખવી. જૈન પચુસણ અને એકાદશીને દિવસે દુકાનો બંધ થતી તે તેણે અટકાવી. હિન્દુઓના તાબાની વજીફા જમીન ખાલસા કરી. હિન્દુઓ ઉપર જજીઆવેરો નાખ્યો. સોમનાથ મહા-

દેવનું, દ્વારકાનું, અને વડનગરમાં હાટકેશ્વર મહાદેવનું, એ દેવળો તોડી પાડવાનો હુકમ કર્યો. પંચાંગ બનાવવાં એ મુસલમાની ધર્મની વિરૂદ્ધ છે, એવો હુકમ કાઢયો. કોઈ હિન્દુએ કોઈ મુસલમાનને નોકર રાખવો નહિ. તેની આવી રીતભાતથી હિન્દુઓમાં ઘણો અસંતોષ ફેલાયો.

## ૪૭. મોગલ રાજ્યની પડતી.

ઔરંગજેબના મરણ પછી જે પાદશાહો થયા, તેમનામાં કોઈ પણ જાતનું ડહાપણ કે સત્તા નહોતાં. તેઓને અમીરો રમકડાંની પેઠે રમાડતા હતા. અમીરો મરજી પ્રમાણે રાજા બનાવતા અને ઉઠાડી મૂકતા. આવા પાદશાહોની નબળાઈનો લાભ લઈને તાબાના સુબેદારો સ્વતંત્ર થઈ ગયા. ઔરંગજેબના જુલમમાંથી હિન્દુઓને બચાવવાને દક્ષિણમાં શિવાજીએ મરાઠા રાજ્ય સ્થાપ્યું. તેને બધા હિન્દુઓની સહાય હતી. આ મરેઠાઓ ગુજરાતમાં આવી લૂટ કરવા લાગ્યા; અને ખંડણી લેવા લાગ્યા. દિલ્હીના પાદશાહો તરફથી ગુજરાતમાં અમલ ચલાવવાને પચાસેક સુબેદાર આવ્યા હતા. તેમાંના છેલ્લા સુબેદાર જુવામર્દખાનને મરાઠા સરદાર દામાજી ગાયકવાડે અને પેશ્વાના ભાઈ રઘુનાથરાવે પાટણ, વડનગર, અને રાધનપુર, વગેરે પરગણાં જાગીરમાં આપી રાજ્યસત્તા કબજે કરી. ઈ. સ. ૧૭૫૭. જુનાગઢ, રાધનપુર, અને વાડાસિનોરના નવાબો, એ છેલ્લા સુબેદારના વંશજ છે. આ પ્રમાણે ગુજરાતમાંથી મોગલ રાજ્યનો અંત આવ્યો, એટલે મુસલમાનોની સત્તા નાશ પામી.

# ભાગ ૭મો.

## મરેઠી રાજ્ય.

### ૪૮. શિવાજી.

મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજી વિજાપુરના એક નાના જાગીરદારનો પુત્ર હતો. તેનો જન્મ ઇ. સ. ૧૬૨૭માં થયો હતો. તે ઝાઝું ભણ્યો નહોતો, પરંતુ હથિઆર વાપરવાનું કામ સારી રીતે શીખ્યો હતો. તેનો રાજ્ય સ્થાપવાનો હેતુ પોતાના હિન્દુ ભાઈઓને મુસલમાની જુલમમાંથી બચાવવાનો હતો અને ગોબ્રાહ્મણ પ્રતિપાળ કહેવરાવવાને તે આતુર હતો. આ જુસ્સો તેનામાં તેના ગુરુ રામદાસ સ્વામીએ આણ્યો હતો.

શિવાજીએ દ્રવ્ય મેળવવા માટે શરૂઆતમાં વનરાજની પેઠે લૂટ કરવા માંડી હતી. તે વખતે ગુજરાતમાં સુરત શહેર ઘણું ધનવાન ગણાતું હતું. આ શહેર તેણે એ વખત લૂટયું હતું, અને પુષ્કળ ધન લઈ ગયો હતો. ત્યારપછી ઇ. સ. ૧૬૬૪માં રાયગઢમાં રાજ્યાભિષેક કરીને પોતે રાજા થયો. તે વખતે તેણે પોતાની તુલા જેટલું સોનું દાન કર્યું હતું.

રાજ્યપદ ધારણ કર્યા પછી તેણે દક્ષિણનાં ઘણાં મુસલમાની રાજ્યો જીતીને પોતાની સત્તા જમાવી હતી. લૂટ અથવા જીત મેળવ્યા પછી શિવાજી પોતાના ડુંગરી કિલ્લામાં રહેતો હતો. આથી મોગલ પાદશાહ તેને ડુંગરનો ઉંદર કહેતો, અને તેની જીતને હિસાબમાં ગણતો નહિ. પાછળથી તેની સત્તા તોડવાને મોગલ પાદશાહોની મહેનત વ્યર્થ ગઈ. એક વખત તો ઔરંગઝેબ પાદશાહે તેને છેતરીને દિલ્હી બોલાવી કેદખાને નાખ્યો હતો, પરંતુ તે મિઠાઈના ટોપલામાં બેસીને ગુપ્ત રીતે નાસી છૂટયો હતો.

## ૪૯. શાહુ.

શિવાજી પછી તેનો કુંવર સંભાજી રાજા થયો, પણ તે દમ વગરનો હોવાથી અને ખરાબ સોબતમાં પડવાથી માર્યો ગયો, અને તેનો કુંવર શાહુ કેદી બન્યો હતો. ઔરંગઝેબના મરણ પછીના મોગલ પાદશાહે શાહુને તાબેદાર રહેવાની શરતે છોડ્યો હતો. તેણે આવીને પોતાનું રાજ્ય કબજે લીધું હતું. મોગલ દરબારમાં ઉછરવાથી શાહુ મોજશોખમાં પડી ગયો હતો. આથી તેણે રાજ્યની તમામ સત્તા બાલાજી વિશ્વનાથ નામના બ્રાહ્મણ પ્રધાનને સોંપી હતી. તે બ્રાહ્મણો પેશ્વાના નામથી ઓળખાતા હતા. બાલાજી પછી તેનો પુત્ર બાજીરાવ પેશ્વા પ્રધાન થયો હતો. તેણે ચોતરફ મરાઠા સરદારોને મોકલીને મુલકો જીતીને મરાઠી રાજ્યને પૂર્ણ કળાએ પહોંચાડ્યું હતું. આ મરાઠા સરદારોમાં ગાયકવાડ, સિંધીઆ, હોલ્કર, અને ભોંસલે, એ મુખ્ય હતા. તેઓને તેમણે જીતેલા પ્રાંતોના સુબેદાર બનાવ્યા હતા. તેઓ તેમને સોંપેલા મુલકમાંથી મહેસુલ અને આજુબાજુના મુલકમાંથી ચોથ* અને સરદેશમુખી× ઉઘરાવતા, અને પોતાના ઉપરીને મોકલી આપતા. મરેઠી રાજ્ય નબળું પડયું ત્યારે તેઓ પોતાના મુલકમાં સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યા.

## ૫૦. ગાયકવાડ.

પિલાજી—ગુજરાતમાં ચોથ અને સરદેશમુખી ઉઘરાવનારા મરેઠા સરદારોમાં ખંડેરાવ દાભાડે અને તેના હાથ નીચેનો દામાજી ગાયકવાડ મુખ્ય હતા. તેઓ મરણ પામ્યા એટલે ખંડેરાવની જગા તેના દીકરા ત્ર્યંબકજી દાભાડેને આપી અને દામાજીની જગા તેના ભત્રીજા પિલાજીને આપી.

પિલાજી સુરત અને દક્ષિણ ગુજરાત પર ચઢાઈની તૈયારી કરતો હતો તે વખતે શાહુ રાજાનો સરદાર કંતાજી પણ ગુજરાતમાં

* દેશની ઉપજનો ચોથો ભાગ. × દેશની ઉપજનો દસમો ભાગ.

દાખલ થયો. તેણે દોહદની આજુબાજુનો મુલક લૂટીને ખંડણી લીધી. આ વખતે અમદાવાદની સુબેદારી માટે મોગલ સરદાર અને સુબો લઢતા હતા. તેમણે પિલાજી અને કંતાજીની મદદ માગી. તે મદદના બદલામાં તેમને ગુજરાતમાંથી મહી નદીની આજુબાજુના મુલકમાંથી ચોથ લેવાનો હક મળ્યો, પણ વહેંચણી કરતાં તેઓ લડી પડ્યા. છેવટે સુબાએ વચ્ચે પડી તોડ કાઢ્યો કે મહી નદીની દક્ષિણના મુલકની ચોથ પિલાજી લે, અને ઉત્તરના મુલકની કંતાજી લે. આ વખતે પેશ્વાની સત્તા વધતી જતી જોઈને બીજા મરેઠા સરદારો પેશ્વાની અદેખાઈ કરતા હતા. આથી બાજીરાવ પેશ્વાએ તેમના પર સત્તા બેસાડવાને પિલાજી અને કંતાજીને ચોથ ઉઘરાવવાનો જે હક મળ્યો હતો તે રદ કરાવવા પ્રયત્ન કર્યો, અને તેમની સાથે ડભોઈ આગળ લઢાઇ કરી. આ લડાઈમાં ત્ર્યંબકજી દાભાડે ગોળી વાગવાથી મરણ પામ્યો, અને તેની ફોજ નાસી ગઈ.

મરેઠાને રાજી કરવાને માટે બાજીરાવે ત્ર્યંબકરાવ દાભાડેના સગીર પુત્ર યશવંતરાવને શાહુ રાજા પાસે સેનાપતિનો ખિતાબ અપાવ્યો. તેની વિધવા મા ઉમાબાઈને તેની વાલી ઠરાવી, અને પિલાજી ગાયકવાડને ગુજરાતમાં તેના હાથ નીચે સેનાપતિ નીમ્યો. પિલાજીને સમશેર બહાદુરનો ખિતાબ પહેલાં મળ્યો હતો, તે ઉપરાંત હાલ તેને સેના ખાસખેલનો ખિતાબ આપ્યો. વળી એવો ઠરાવ કરવામાં આવ્યો કે ગુજરાતની ચોથ તથા સરદેશમુખીમાંથી અર્ધો ભાગ ગાયકવાડે લેવો અને અર્ધો પેશ્વા મારફતે શાહુ રાજાને મોકલવો. આ ઠરાવથી પિલાજીએ ગુજરાતમાં આવી વડોદરામાં ગાદી કરી ઘણો મુલક ખાલસા કરી લીધો, અને રજપુત રાજા રજવાડા અને મુસલમાન નવાબો અને તાલુકદારો પાસેથી જબરાઇથી લઈ શકાય તેટલી ખંડણી લેવા માંડી.

આ વખતે અમદાવાદમાં અભયસિંહ કરીને મોગલ સુબેદાર હતો. તે પિલાજીથી ઘણો ડરતો હતો. તેણે પિલાજી પાસે પોતાના

ભરોંસાનો એક માણસ મોકલ્યો. તેણે કાનમાં વાત કરવાને બહાને પિલાજીના પડખામાં જઈને તેને કટાર વડે ડાકોરમાં મારી નાખ્યો. પિલાજીનાં માણસોએ તરતજ ખુનીને કાપી નાખ્યો. પછી મોગલ સરદારે વડોદરા કબજે કર્યું, પણ તેમણે ડભોઈ છોડયું નહિ. બીજે વરસે પિલાજીના ભાઈ માધવરાવે વડોદરાના હાકેમ પાસેથી વડોદરા લઈ લીધું. ત્યારથી તે ગાયકવાડ કુટુંબની રાજધાની બન્યું છે.

**દામાજી**—પિલાજીના મરણ પછી દામાજીને તે જગાએ નીમ્યો. તેણે ગાયકવાડ કુળને ઉંચી સ્થિતિએ પહોંચાડયું. તેણે પેશ્વા સરકાર સાથે ગાયકવાડ સરકારનો સંબંધ મુકરર કર્યો, તેથી ગુજરાત મરેઠી રાજ્યનો ભાગ ગણાવા લાગ્યું. આ વખતે પેશ્વા અને ગાયકવાડે મળીને અમદાવાદ જીતી લઈ મોગલ સત્તાનો ગુજરાતમાંથી અંત આણ્યો. ગુજરાતમાંની ઉપજનો કેટલોક ભાગ પેશ્વાનો હોવાથી તેના તરફના સુબેદાર અમદાવાદમાં રહેતા.

દામાજી ગાયકવાડના મરણ પછી તેના દીકરાઓ રાજ કારભાર માટે લડયા. તેમાં સયાજીરાવ મોટો હોવાથી તે હકદાર ઠર્યો. પણ તે કારભાર ચલાવવાને અશક્ત હોવાથી તેના સૌથી નાનાભાઈ ફતેસિંહરાવને તેની વતી કામ કરનાર તરીકે નીમ્યો.

**સયાજીરાવ ૧લો**—વડોદરામાં સયાજીરાવ ગાયકવાડ માત્ર નામનો રાજા અને ફતેસિંહરાવ તેનો કારભારી એ પ્રમાણે રાજકારભાર ચાલતો હતો. એવામાં રાઘોબા ( રઘુનાથરાવ ) પેશ્વા થયો. તેણે પુનામાં રહેતા સયાજીરાવના ભાઈ ગોવિંદરાવને ગાયકવાડી રાજ્યનો વારસ ઠરાવ્યો. પોતાના રાજ્યનો કબજો લેવાને તે ગુજરાતમાં આવ્યો, અને ફોજ એકઠી કરી વડોદરાને ઘેરો ઘાલ્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ.

ત્યારપછી ફતેસિંહરાવ રાજમહેલની મેડી ઉપરથી પડવાથી મરણ પામ્યો. તેના મરણ પછી સયાજીરાવના વાલી તરીકે તેની જગો તેના નાના ભાઈ માનાજીને મળી. ગોવિંદરાવ આ વખતે પણ પુનામાં

હતો. તેણે પોતાના હક માટે પેશ્વાને અરજી કરી, પણ માનાજીએ પેશ્વાને ત્રણ લાખ રૂપીઆ નજરાણું તથા ૩૬ લાખ રૂપીઆ ખંડણીના આપવા કબુલ કરવાથી ગોવિંદરાવનો દાવો રદ ગયો. પેશ્વાનો આ ન્યાય સિંધીઆને પસંદ પડયો નહિ, તેથી તેણે ગોવિંદરાવનો પક્ષ કર્યો. આ તકરારનું સમાધાન કરાવવાને નાના ફડનવીસ પ્રયત્ન કરતો હતો. પરંતુ કંઈ નિવેડો આવ્યો નહિ. તેટલામાં માનાજી મરણ પામ્યો.

ગોવિંદરાવ—માનાજીના મરણ પછી વડોદરાનો રાજકારભાર ગોવિંદરાવને મળ્યો. આ વખતે તેનો પુત્ર કાનોજી સામો થયો. ગોવિંદરાવે તેના માણસોને ફોડીને તેને કેદમાં નંખાવ્યો.

ત્યારપછી બે વર્ષ ગુજરાતમાં શાન્તિ રહી. તેટલામાં બાજીરાવ પેશ્વા થયો. તેણે પોતાના દસ વર્ષના નાના ભાઈને ગુજરાતનો સુબેદાર નીમ્યો, અને તેની વતી કામ કરવાને સેલુકરને નીમ્યો. દોલતરાવ સિંધીઆએ પેશ્વાને તથા સેલુકરને કેદ કર્યા. સેલુકર દસ લાખ રૂપીઆ આપવાના કરીને છૂટયો, અને તે રૂપીઆ એકઠા કરવાને અમદાવાદમાં પોતાની સુબેદારની જગા પર આવ્યો.

સિંધીઆએ દસ લાખ રૂપીઆ તાકીદથી આપી દેવાને ફરમાવ્યું. આથી સેલુકરે રૂપીઆ કઢાવવાને અમદાવાદના લોકો પર ઘણો જુલમ કર્યો. તેણે લોકો પર અનેક પ્રકારના કર નાખ્યા તથા બીજી રીતે દંડયા. રેંટીઓ કાંતનારીને પણ તેણે કરમાંથી બાકી રાખી નહોતી. આમ કરવા છતાં પોતાના તાબાના મુલકમાંથી દસ લાખ રૂપીઆ પુરા મળ્યા નહિ, તેથી તેણે ગાયકવાડના તાબાનાં ગામમાંથી પણ નાણું કઢાવ્યું. આથી ગાયકવાડ સાથે તેને દુશ્મનાવટ થઈ. ગોવિંદરાવ ગાયકવાડે સેલુકર સાથે લડવાની તૈયારી કરી અંગ્રેજોની મદદ માગી.

આ વખતે સુરતનો નવાબ પોતાના મુલકનો બંદોબસ્ત રાખી શકયો નહિ, તેમજ રૈયત પર ઘણો જુલમ કરતો હતો. આથી

અંગ્રેજ સરકારે પચમાં પડીને એવી ગોઠવણ કરી કે સુરતના નવાબની વતી તમામ વહીવટ અંગ્રેજ સરકારે કરવો અને ખર્ચ જતાં બાકી રહે તેમાંથી પાંચમો ભાગ નવાબને આપવો. તે ખાઈને તેણે બેસી રહેવું. આ પ્રમાણે ગોઠવણ થયા પછી સુરત શહેર અને ગાયકવાડના ભાગની અંગ્રેજોએ માગણી કરી. અંગ્રેજોની આ માગણીનો ગાયકવાડે સ્વીકાર કર્યો નહિ.

આવી સ્થિતિમાં અંગ્રેજ સરકાર તરફથી ગાયકવાડને મદદ મળી નહિ. આથી તેણે બીજા કોઈની મદદની દરકાર નહિ કરતાં શિવરામ ગાડદી નામના પોતાના એક બહાદુર સરદારને લશ્કર આપીને સેલુકર સામે અમદાવાદ મોકલ્યો. તેનું લશ્કર અમદાવાદ નજીક આવ્યું, ત્યારે લોકોએ સેલુકરને લશ્કર આવ્યાની ખબર આપી. તેણે તોરમાં જવાબ આપ્યો કે આનેદો, પણ કશી તૈયારી કરી નહિ. અમદાવાદમાં ગાયકવાડની હવેલીમાં ગાયકવાડનો સુબો રહેતો હતો તેને સેલુકરે કાઢી મૂકયો હતો, તેથી પ્રથમ તેણે તે હવેલીનો કબજો લીધો. વળી ભદ્ર પેશ્વાના કબજામાં હતું તે પણ લઈ લીધું. સેલુકરે ડાકોર અને કાઠિઆવાડમાંથી પોતાની ફોજ બોલાવી, છુપી રીતે કિલ્લામાં દાખલ થઈ સામી લડાઈ કરી, પરંતુ તે ફતેહ પામ્યો નહિ. છેવટે તેને કિલ્લામાં ભરાવું પડયું. ત્યારપછી શિવરામ ગાડદીએ કેટલાક દિવસ જવા દીધા. આ શાન્તિ જોઈને સેલુકરે કિલ્લામાં પોતાનો વખત અનેક પ્રકારની ગમતો તથા મોજમઝામાં કાઢયો. દુશ્મન બહાર શું કરે છે, તેની તપાસ રાખી નહિ, પરંતુ પોતે ગાયન, નાચ, અને તમાસા જોવામાં પોતાનો વખત કાઢવા લાગ્યો. આ લાગ જોઈને શિવરામ ગાડદીએ એકદમ કિલ્લાને ઘેરો ઘાલ્યો, અને અંદર દાખલ થઈ સેલુકરને કેદ કર્યો. તેનો રોફ એટલો બધો હતો કે તેને જોઈને બેડીઓ પહેરાવનારા લુહાર પણ ધ્રૂજતા હતા. તેને બોરસદમાં કેદ રાખ્યો હતો. સાત વર્ષ પછી તેને અંગ્રેજ સરકારે છોડયો હતો. સેલુકરે ગાયકવાડની હવેલી લેતાં ગુજરાત ખોયું,

તે ઉપરથી કહેવત ચાલી કે ' હાથમાં ડો, બગલમાં મોઈ; હવેલી લેતાં, ગુજરાત ખોઈ.

ત્યારપછી ગુજરાતમાંની પેશ્વાની ઉપજ વસુલ કરવાને દર વરસે પાંચ લાખ રૂપીઆ આપવાના કરી ગાયકવાડ સરકારને ઇજારો આપ્યો. પણ તે પહેલાં ગાયકવાડ મરણ પામ્યો. તેની જગાએ આનંદરાવ ગાયકવાડ થયો.

**આનંદરાવ**--આનંદરાવ રાજકાજ ચલાવવાને અશક્ત હતો, તેથી તેના નાના ભાઈ કાનોજીએ તેને કેદ કર્યો. અને પોતે રાજકારભાર કરવા લાગ્યો. તેણે વડોદરાના લોકો પર ઘણો જુલમ કરવા માંડયો હતો. ગોવિંદરાવ ગાયકવાડનો દિવાન રાવજી આપાજી હતો, તેને કાઢી મૂકીને કાનોજીરાવ દિવાન થયો હતો, તેથી વડોદરામાં બે પક્ષ બંધાયા. તેમાંના રાવજી આપાજીના પક્ષવાળાએ કાનોજીરાવને પકડીને કેદ કર્યો, એટલે રાવજી આપાજી ખરેખરો દિવાન થયો.

આ વખતે કડીના સુબેદાર મલ્હારરાવે ચઢેલી ખંડણી આપી નહિ, અને કાનોજીરાવ સાથે મળી જઈને બંડ કર્યું. અંગ્રેજ સરકારની મદદથી તે બંડ બેસાડી દેવામાં આવ્યું. મલ્હારરાવ તાબે થવાથી તેને વર્ષાસન બાંધી આપી નડિઆદમાં નજરકેદ રાખ્યો.

આ વખતે (૧૮૦૨)માં અંગ્રેજ સરકાર સાથે કરેલા ઠરાવથી ૨૦૦૦ માણસનું અંગ્રેજી લશ્કર વડોદરામાં રહેવા લાગ્યું, અને વડોદરા રાજ્ય સિવાય બીજા ભાગોમાં ગાયકવાડની જે ખંડણી લેણી થતી તે અંગ્રેજ સરકાર મારફતે ઉઘરાવવાનું ઠર્યું. તે પહેલાં તાબાનાં રાજ્યો પાસેથી લેણી ખંડણી વસુલ કરવાને ગાયકવાડની ફોજ દર વરસે દસરા પછી નીકળતી, અને દેશનો ભારે ખરાબી કરતી. ખંડણી પોતે ઉઘરાવી જેની તેને આપવાનું કામ પોતાને માથે લઈને અંગ્રેજ સરકારે મારામારી અને જુલમ થતો તે અટકાવ્યાં. ગાયકવાડને મદદ કરવાથી અંગ્રેજોને કેટલોક મુલક મળ્યો, અને ગાયકવાડ અંગ્રેજના તાબેદાર થઈ તેમના કહેવા પ્રમાણે રાજ કરવા લાગ્યા. આથી ગુજરાતમાં શાન્તિ ફેલાઈ.

સયાજીરાવ ૨જો—આનંદરાવ પછી તેનો નાનો ભાઈ સયાજીરાવ વડોદરાની ગાદીએ બેઠો. તેના વખતમાં સને ૧૮૧૮મ અંગ્રેજોએ પેશ્વાનું રાજ્ય જીતી લીધું, તેથી તેનો અધિકાર અને તેના ભાગનો મુલક વગેરે અંગ્રેજ સરકારને મળ્યાં. આ વખતે ગાયકવાડ તરફથી પેશ્વાને દર વરસે સાડાચાર લાખ રૂપીઆ ભરવા પડતા તે અંગ્રેજ સરકારે માફ કર્યા.

ગણુપતરાવ—સયાજીરાવ પછી તેનો દીકરો ગણપતરાવ વડોદરાની ગાદીએ બેઠો. તેના વખતમાં છોકરાં વેચવાનો અને ગુલામનો ધંધો બંધ થયો. સને ૧૮૫૬માં રેલવે બાંધવા માટે ગણુપતરાવે પોતાના રાજ્યમાં જમીન આપી, અને તેજ સાલમાં તે મરણ પામ્યો. તેની પછી તેનો નાનો ભાઈ ખંડેરાવ વડોદરાની ગાદીએ બેઠો. તેના વખતમાં પંચમહાલના નાયકોએ તોફાન મચાવ્યું હતું, પણ તેઓ પકડાયા અને ગુનેગારોને ફાંસીએ લટકાવ્યા. આથી ત્યાં શાન્તિ ફેલાઈ.

મલ્હારરાવ—ખંડેરાવ મુઆ પછી તેમની ગાદી પર તેમનો નાનો ભાઈ મલ્હારરાવ બેઠો. તે મૂળથી તોફાની હતો. તેણે ખંડેરાવના માણસો ઉપર જુલમ ગુજાર્યો. વડોદરાના રેસિડન્ટે આ બાબતની મુંબઈ સરકારને ખબર આપી. આથી મલ્હારરાવને સૂચના કરવામાં આવી કે તમારે તમારા રાજ્યમાં બે વર્ષમાં જોઈતો સુધારો કરવો, અને નઠારા સલાહકારોને રજા આપવી. આ સૂચનાથી મલ્હારરાવે હિન્દમાં દાદા તરીકે પાછળથી પ્રખ્યાતિ પામેલા વીર પુરુષ દાદાભાઈ નવરોજજીને દિવાન ઠરાવ્યા. તેમણે વડોદરા રાજ્યમાં ઘણા સુધારા કર્યા હતા. વળી તે વખતના રેસિડન્ટ કર્નલ ફેર વડોદરા વિષે વાજબી કરતાં વધારે પડતી વાતો સરકારમાં લખે છે, માટે તેમને બદલવા એવી તેમણે માગણી કરી. આથી સરકારે તેમની બદલી કરી. તેણે જતી વખતે સરકારમાં લખ્યું કે મને ઝેર આપી મરાવી નાખવા માટે મારા પીવાના સરબતમાં મલ્હારરાવે ઝેર નંખાવ્યું છે. આ બાબતની તપાસ થઈ. તેમાં ગુનો સાબીત થયો નહિ,

છતાં રાજકારભાર કરવાને નાલાયક ઠરવાથી તેને ગાદીપરથી ઉઠાડી મૂક્યો અને મદ્રાસમાં નજરકેદ કર્યો.

સયાજીરાવ ૩જા—મલ્હારાવને પુત્ર ન હોવાથી દક્ષિણમાં આવેલા માલેગામ તાલુકામાંથી ગાયકવાડ કુટુંબના ગોપાળરાવ નામના તેર વર્ષની ઉંમરના ચપળ બુદ્ધિના બાળકને ખંડેરાવની વિધવા જમનાબાઈ પાસે દત્તક લેવડાવ્યા, અને તેમને સયાજીરાવ ૩જા એ નામ આપી વડોદરાની ગાદીએ બેસાડ્યા. તેઓ હાલ વડોદરાની ગાદી પર બિરાજે છે.

આ વખતે રાજા સર ટી. માધવરાવને વડોદરાની દિવાનગીરી સોંપી. તેમણે સયાજીરાવની બાલ્યાવસ્થામાં વડોદરા રાજ્યમાં ઘણા સુધારા કર્યા હતા. સારા સારા અમલદારો નીમી ગાયકવાડીનું રૂપ ફેરવી નાખ્યું. તરુણ મહારાજાની કેળવણી માટે એક બાહોશ સિવિલિઅનને તેમના શિક્ષક નીમ્યા. તેમણે મહારાજાને ઉત્તમ પ્રકારની કેળવણી આપીને રાજકારભારનાં જુદાં જુદાં ખાતાંના મુખ્ય અધિકારીઓ પાસે મહારાજાને તાલીમ અપાવી.

સને ૧૮૮૧માં મહારાજા સયાજીરાવ લાયક ઉંમરના થવાથી તેમને વડોદરાની ગાદીનો અધિકાર સોંપવામાં આવ્યો. તેમણે દુનિયાના દરેક સુધરેલા દેશમાં મુસાફરી કરી ઘણો અનુભવ મેળવ્યો છે. તેમના રાજકારભારમાં વડોદરાની પ્રજાને ઘણા પ્રકારના લાભ થયા છે. ફરજિઆત અને મફત કેળવણી, દરેક ગામે પુસ્તકાલય, ધંધા સંબંધી કેળવણી, સંગીતની કેળવણી, ન્યાય અને મહેસુલી ખાતાં જુદાં રાખવાની ગોઠવણ, વગેરે બાબતોના સુધારા હજી અંગ્રેજી રાજ્યમાં થયા નથી તેવા સુધારા મહારાજા સયાજીરાવે પોતાના રાજ્યમાં દાખલ કરી દીધા છે. વળી વડોદરામાં સુંદર મકાનો બંધાવી અને શહેરના રસ્તા પહોળા કરાવી શહેરની શોભામાં વધારો કર્યો છે.

---

# ૫૧. સારાંશ.

હાલ આપણા ગુજરાતમાં અંગ્રેજ સરકાર રાજ્ય કરે છે, પરંતુ પ્રાચીન સમયમાં યાદવ કુળના રાજાઓ રાજ્ય કરતા હતા; તે રાજાઓમાં શ્રીકૃષ્ણ અને તેમના ભાઈ બલદેવ પ્રખ્યાત થઈ ગયા છે. શ્રીકૃષ્ણને હિન્દુઓ ઈશ્વર તરીકે પૂજે છે. દારૂના બુરા વ્યસનથી યાદવ કુળનો નાશ થયો હતો. પછી ગુજરાતમાં મૌર્ય વંશના રાજાઓ થયા. તે રાજાઓમાં મહાન અશોક લોકપ્રિય રાજા થઈ ગયો છે. તેણે પોતાની પ્રજાને સુખી કરવાને ઘણી મહેનત કરી હતી. તે પછી વલભી વંશના રાજાઓએ ગુજરાતમાં રાજ્ય કર્યું. તેમની રાજધાની વલભીપુર નામે નગરમાં હતી. વલભીપુરની આબાદી હાલના મુંબઈ શહેર કરતાં પણ વિશેષ હતી. આ શહેરનો વેપાર દૂરના દેશો સાથે ચાલતો હતો, અને તેમાં સો કરતાં વધારે કરોડપતિ હતા. બૌદ્ધ સાધુઓના મઠ સો કરતાં પણ વધારે હતા. આ શહેરનો શિલાદિત્ય રાજાના વખતમાં નાશ થયો, તે કાકુની વાત પરથી જાણવામાં આવે છે.

વલભી વંશ પછી ગુજરાતમાં જયશિખર ચાવડાએ રાજ્ય સ્થાપ્યું હતું. તે ઘણો બળવાન રાજા હતો, એ વાત તેનું ભુવડ રાજા સાથેનું યુદ્ધ બતાવી આપે છે. છતાં તેનું રાજ્ય ભુવડે જીત્યું હતું. પાછળથી તેના પરાક્રમી રાજકુમાર વનરાજે ગુજરાતમાંથી ભુવડનાં માણસોને હાંકી કાઢીને પોતાના પિતાનું રાજ્ય પાછું મેળવ્યું અને પાટણ વસાવી ત્યાં રાજધાની કરી હતી. વનરાજના વખતના વાણીઆ હાલના વાણીઆ જેવા બીકણ નહોતા, પરંતુ બહુ અચ્છી રીતે હથિઆર વાપરી જાણતા હતા તે ચાંપાની વાત પરથી જણાય છે. ઉંચી સ્થિતિ પ્રાપ્ત થતાં કેટલાક પોતાના જુના મિત્રોને ભુલી જાય છે, તેમ વનરાજ ભૂલી ગયો નહોતો, પણ તેમણે કરેલા ઉપકારનો બદલો વાળ્યો હતો. વનરાજ પછી યોગરાજ રાજા થયો હતો. તે અદલ ઇન્સાફી હતો. આ રાજાને ધન કરતાં કીર્તિ વિશેષ વહાલી

હતી. તે વાત તેણે લૂટનો માલ પાછો અપાવીને સાબીત કરી આપી છે. આ વંશના છેલ્લા રાજા સામંતસિંહે દારૂની ઘેનમાં પોતાનું રાજ્ય ગુમાવ્યું હતું. ચાવડા વંશના રાજાઓના વખતમાં ગુજરાતનો વેપાર પરદેશ સાથે ચાલતો હતો.

ચાવડા વંશ પછી ગુજરાતમાં સોલંકી વંશનો અમલ શરૂ થયો. એ વંશનો પહેલો રાજા મૂળરાજ પોતાના મોસાળપક્ષનો નાશ કરી રાજા થયો હતો. ત્યારપછી તેણે કોઈ પણ ખરાબ કર્મ કર્યું નહોતું, પણ ઉલટું ગ્રહરિપુને જીવતદાન આપી પોતાની મોટાઈ બતાવી હતી. રાજલોભમાં કરેલા પાપનો પસ્તાવો તેને હંમેશાં થયા કરતો હતો. તે પાપમાંથી છૂટવાને તેણે રુદ્રમાળ વગેરે ધર્મનાં સ્થાનકો બંધાવ્યાં હતાં, અને બ્રાહ્મણોને ગામનાં દાન આપ્યાં હતાં. તેના પછી બહાદુર રાજા ભીમ બાણાવળી થયો હતો. તેના વખતમાં મહંમુદ ગીજની ગુજરાત ઉપર ચઢી આવ્યો. તેણે સોમનાથનું દેવળ તોડી પાડ્યું, અને પુષ્કળ ધન અને કારીગરો લઈ ગયો, પરંતુ તે ઇસ્લામ ધર્મ સ્થાપી શક્યો નહોતો. તેના વખતમાં ભોજ વગેરે રાજાઓ સાથે લડાઈઓ થઈ હતી. તેણે ખેડુતોનું મહેસુલ માફ કરીને પ્રજા-પ્રેમ બજાવ્યો હતો. પછી કરણ રાજા થયો, તેણે પોતાના રાજ્યમાંથી લુટારાનો નાશ કરીને શાન્તિ ફેલાવી હતી. કરણ પછી સિદ્ધરાજ જયસિંહ રાજા થયો. તેની બાલ્યાવસ્થામાં તેની મા મીનલદેવી કાર-ભાર કરતી હતી. તે પોતાની પ્રજાની લાગણી દુખવવાને જરા પણ રાજી નહોતી, તે વાત મલાવ તળાવનો આકાર અને દર વરસે ૭૨ લાખ રૂપીઆનું નુકસાન કરાવી સોમનાથનો જાત્રાવેરો માફ કરાવ્યો આ વાતો પરથી જણાઈ આવે છે. ગુજરાતમાં સિદ્ધરાજ જેવો બહાદુર અને લોકપ્રિય રાજા બીજો થયો નથી, પણ તેણે રાણકદેવી અને જસમા સાથે ચલાવેલી ગેરવર્તણુક અને રાણકદેવીના બે નિર-પરાધી બાળકોનું ખુન કરીને પોતાની બહાદુરીને કલંક લગાડ્યું છે. તેના પછી કુમારપાળ રાજા થયો. તેને રાજ્ય મળતાં પહેલાં અનેક

સંકટ ભોગવવાં પડયાં હતાં, પરંતુ તેના પર પડેલી આફતોને લીધે તેને ઘણો અનુભવ મળ્યો હતો. આથી તે ઘણી સારી રીતે રાજ્ય ચલાવી શકયો હતો. વનરાજની પેઠે કુમારપાળે પણ પોતાને સંકટમાં સહાય કરનારનો બદલો વાળ્યો હતો. વળી જૈન ધર્મ પાળી હેમાચાર્યને આપેલું વચન તેણે પાળ્યું હતું. તેના પછી અજયપાળ રાજા થયો. તે જુલમી હોવાથી તેનો જલદી નાશ થયો. પછી બાળ મૂળરાજ રાજા થયો, તેના વખતમાં શાહબુદ્દીન ઘોરીએ ગુજરાત પર ચઢાઈ કરી હતી. તેને રાજાના કાકા ભોળાભીમે હરાવી નસાડી મૂકયો હતો. ત્યારપછી ભોળોભીમ રાજા થયો. તેના વખતમાં ઇચ્છનકુમારી માટે પાટણ, આબુ, અને અજમેરના રજપુત રાજાઓ અંદર અંદર લડયા. આથી મુસલમાનો ફાવ્યા.

સોલંકી વંશ પછી ગુજરાતમાં વાઘેલા વંશનું રાજ્ય થયું. તેનો મૂળ પુરુષ અર્ણોરાજ હતો. તેના વંશના લવણપ્રસાદ અને વીરધવળે ધોળકામાં રહી અમલ ચલાવ્યો હતો. પણ વીસળદેવ ત્રિભુવનપાળને હરાવી ગુજરાતનો સ્વતંત્ર રાજા થયો હતો. તેણે પોતાની પ્રજાને દુકાળના સંકટમાંથી ઉગારવાને ઘણાં બાંધકામ ઉઘાડયાં હતાં. ડભોઈનો કિલ્લો તેણે બંધાવ્યો હતો. આ વંશનો છેલ્લો રાજા કરણઘેલો હતો. તેણે પોતે રાજા તરીકેનો ધર્મ ભૂલીને પોતાના પ્રધાનની સ્ત્રીને બળાત્કારે પટરાણી બનાવવા પ્રયત્ન કર્યો. તેનું ફળ એ મળ્યું કે તેણે ગુજરાતનું રાજ્ય ગુમાવ્યું, અને તેની રાણી અને કુંવરીને બેગમો બનવા વખત આવ્યો. ગુજરાતની પ્રજાએ પ્રજા ધર્મ ભૂલીને રાજાને મદદ કરી નહિ, તેથી ગુજરાતમાં મુસલમાની અમલ શરૂ થયો. માધવે પોતે ક્રોધને વશ થઈ રાજા પર વેર લેવાની ખાતર આખા ગુજરાતને નુકસાન પહોંચાડયું.

દિલ્હીના મુસલમાન સુબાઓના વખતમાં પ્રજાને અતિશય ત્રાસ થયો હતો, કેમકે તેમને પોતાની સુબાગીરીનો ભરોસો નહોતો. આથી તેઓ કરવેરા ઉઘરાવવામાં પ્રજા પર અતિશય જુલમ કરતા.

ગુજરાતમાં મહંમદશાહ સ્વતંત્ર સુલતાન થયો ત્યારપછી કંઈક શાન્તિ ફેલાઈ. મહંમદશાહ પછી તેનો બાપ મુજફ્ફરશાહ સુલતાન થયો. તેને તેના પૌત્ર અહમદશાહે ઝેરનો પ્યાલો પાઈ મારી નાખ્યો, અને પોતે સુલતાન થયો. આ અહમદશાહે અમદાવાદ વસાવ્યું હતું. તેણે ઈડર, જુનાગઢ, વગેરે રાજ્યો પર જીત મેળવી હતી. પોતાના જમાઈને શૂળીએ ચઢાવીને તેણે અદલ ઇન્સાફની હદ વાળી હતી. તેની રાજ્ય વ્યવસ્થા પણ ઉત્તમ પ્રકારની હતી. તેના વખતમાં ગુજરાતના સુલતાનોની સત્તા રજપુતાના, માળવા, વગેરે મુલકો પર પણ હતી. અહમદશાહ પછી તેનો ઉદાર કુમાર મહંમદશાહ બીજો સુલતાન થયો હતો. તેને તેના અમીરોએ ઝેર અપાવી મારી નંખાવ્યો હતો. ત્યારપછી કુતુબશાહ ગુજરાતનો સુલતાન થયો. તેણે કાંકરીઉં તળાવ બંધાવી પોતાનું નામ અમર કર્યું છે. તેના પછી મહંમૂદ બેગડો સુલતાન થયો. તેણે જુનાગઢ અને પાવાગઢ જીત્યા હતા. તેને મકાનો બંધાવવાનો અને ઝાડો રોપાવવાનો ઘણો શોખ હતો. તેની ઉત્તમ રાજ્ય વ્યવસ્થાને લીધે તેના વખતમાં શાન્તિ અને સુખ વ્યાપી રહ્યાં હતાં. મહંમુદ બેગડા પછી મુજફ્ફરશાહ ગાદીએ આવ્યો. તે પોતાની પ્રજાને પ્રાણ કરતાં પણ વહાલી ગણતો હતો, તે વાત તેણે દુકાળ વખતે ખુદાને કરેલી પ્રાર્થના પરથી જણાઈ આવે છે. ત્યારપછી બહાદુરશાહ જે નામ પ્રમાણે બહાદુરજ હતો તે સુલતાન થયો. તેના વખતમાં અમદાવાદના સુલતાનોની સત્તા પૂર્ણ કળાએ પહોંચેલી હતી. તેના પછી મહંમદશાહ સુલતાન થયો, ત્યારથી સુલતાનોની રાજ્યસત્તા નરમ પડવા માંડી. છેવટે મુજફ્ફરશાહ ત્રીજા પાસેથી મોગલ પાદશાહ અકબરે ગુજરાત જીતી લીધું.

મોગલ રાજાઓમાં અકબર હિંદુઓમાં લોકપ્રિય રાજા થયો છે, પરંતુ મુસલમાનો તેને વખાણતા નથી. જહાંગીર અને શાહજહાંએ પ્રજાને લાભકારી ખાસ કામ કર્યાં નથી. ત્યારપછી ઔરંગઝેબ સુલતાન થયો. તેણે પોતાની પ્રજાને સુખી કરવાને રાજકારભારમાં

ઘણા સુધારા દાખલ કર્યા હતા. જેવો અકબર હિન્દુઓમાં લોકપ્રિય થયો હતો તેવોજ ઔરંગઝેબ મુસલમાનોમાં ગણાય છે.

ઔરંગઝેબના વખતમાંજ દક્ષિણમાં મરેઠા રાજ્યની સ્થાપના થઈ હતી. તેનો સ્થાપનાર મહાન શિવાજી હતો. તેણે મરેઠી રાજ્ય સ્થાપીને હિન્દુઓને કેટલાક જુલમી મુસલમાન રાજાઓના ત્રાસમાંથી બચાવ્યા. મરેઠી રાજ્યની પાછળથી પાંચ શાખા થઈ. તેમાં એક શાખા ગાયકવાડ હાલ ગુજરાતમાં રાજ્ય કરે છે. તેની રાજધાની વડોદરામાં છે. તે ગાદી પર હાલમાં મહારાજા સયાજીરાવ બિરાજે છે. તેમણે પોતાની પ્રજાને સુખી કરવાને પોતાના રાજ્યમાં ઘણા સુધારા કર્યા છે.

આ બધી વાતોનો સાર જર, જમીન, અને જોરૂ (સ્ત્રી), એ ત્રણ કજીઆનાં બીજ જણાય છે. જુલમી રાજાનું રાજ્ય લાંબો સમય ટકતું નથી, અને જે પ્રજા રાજાને વફાદાર રહી મદદ આપતી નથી તે સુખી થતી નથી. છેવટ રાજાને પ્રજાનું કલ્યાણ કરવાની અને પ્રજાને રાજ્ય તરફ વફાદાર રહેવાની સદ્‌બુદ્ધિ પ્રભુ આપો એટલી પ્રભુપ્રાર્થના છે. તથાસ્તુ !



# પુરવણી.

## ગુજરાતના હિન્દુ રાજાઓ અને મુસલમાન સુલતાનો.*

### ચાવડા વંશના રાજાઓ.

| | ઇ.સ. થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભુવડ | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વૈરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામંતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

### સોલંકી વંશના રાજાઓ.

| | | | |
|---|---|---|---|
| મૂળરાજ ૧લો | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ચામુંડ | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| વલ્લભસેન | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦ |
| દુર્લભસેન | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ભીમદેવ ૧લો | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| કરણ | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| સિદ્ધરાજ | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| કુમારપાળ | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| અજયપાળ | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| મૂળરાજ રજો | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ભીમદેવ રજો | ૧૧૭૯ | ૧૨૪૧ | ૬૨ |
| ત્રિભુવનપાળ | ૧૨૪૧ | ૧૨૪૨ | ૧ |

### વાઘેલા વંશના રાજાઓ.

| | ઇ.સ. થી | ઇ.સ. | વર્ષ. |
|---|---|---|---|
| વીસળદેવ | ૧૨૪૩ | ૧૨૬૧ | ૧૮ |
| અર્જુનદેવ | ૧૨૬૧ | ૧૨૭૪ | ૧૩ |
| સારંગદેવ | ૧૨૭૪ | ૧૨૯૫ | ૨૧ |
| કરણદેવ | ૧૨૯૫ | ૧૩૦૪ | ૯ |

### ગુજરાતના સુલતાનો.

| | ઇ. સ. થી | ઇ. સ. | વર્ષ. |
|---|---|---|---|
| મહંમદશાહ ૧લો | ૧૪૦૩ | ૧૪૦૭ | ૪ |
| મુજફ્ફરશાહ ૧લો | ૧૪૦૭ | ૧૪૧૧ | ૪ |
| અહમદશાહ ૧લો | ૧૪૧૧ | ૧૪૪૧ | ૩૦ |
| મહંમદશાહ રજો | ૧૪૪૧ | ૧૪૫૧ | ૧૦ |
| કુતુબશાહ | ૧૪૫૧ | ૧૪૫૯ | ૮ |
| દાઉદશાહ | ૧૪૫૯ | ૧૪૫૯ | ૦ |
| મહંમૂદ બેગડો | ૧૪૫૯ | ૧૫૧૩ | ૫૪ |
| મુજફ્ફરશાહ રજો | ૧૫૧૩ | ૧૫૨૬ | ૧૩ |
| સિકંદરશાહ | ૧૫૨૬ | ૧૫૨૬ | ૦ |
| મહંમુદશાહ રજો | ૧૫૨૬ | ૧૫૨૭ | ૧ |
| બહાદુરશાહ | ૧૫૨૭ | ૧૫૩૬ | ૯ |
| મહંમદશાહ ૩જો | ૧૫૩૬ | ૧૫૫૪ | ૧૮ |
| અહમદશાહ રજો | ૧૫૫૪ | ૧૫૬૧ | ૭ |
| મુજફ્ફરશાહ ૩જો | ૧૫૬૧ | ૧૫૭૩ | ૧૨ |

---

* આ વંશાવળીઓ ફક્ત સમયનું ભાન થવા માટેજ આપેલી છે. વિદ્યાર્થીઓએ ગોખી રાખવાની બીલકુલ જરૂર નથી.